# બુલબુલે શીરાઝ

અથવા

## મહાન કવિ હાફીઝ શીરાઝી

ઇરાનના મહાન કવિ હાફીઝ શીરાઝીનું

જીવન વૃતાંત.


લેખક —

સાકી

તે,

ખબરદાર ખુની, મહેફીન્નીસા, ઈસ્લામી દુન્યા, વેશ્યાના

વ્હાલમા, જબરદસ્ત જાસુસ, કાકો કે કસાઇ,

ઝયતુન અને બુલબુલે શીરાઝ આદીના કર્તા



પ્રકાશક,

**ચૌદમી સદી કાર્યાલય, મુંબઈ ૩.**

કિંમત ત્રણ રૂપીઆ.

સવત ૧૯૮૧ પ્રથમાવૃતિ ઇ સ ૧૯૨૫

# હાફેઝ.

સા'દી અને હાફેઝ તે એકજ ખાણમા પાકેલા બે હીરા ફારસી સાહિત્યને ઘણા કવિરત્નોએ શણગાર્યુ છે રૂમી, ખાકાની, શીરાઝી, ઉમર ખય્યામ વગેરે ઘણાઓ પોતાના કાવ્યો વડે અમરતા મેળવી ગયા છે, પરતુ આખી દુન્યામા ફારસી કાવ્યના ઉત્તમોઉત્તમ પ્રતિનિધિ તરીકે જે બે કવિઓએ નામના મેળવી છે તે તો સા'દી અને તેના પછી થોડે વખતે થઇ ગએલો હાફેઝ, અને તેમા પણ એક કવિ તરીકે વધારે લોકપ્રિય થનાર-શુ ઇરાનમા, શુ હિદુસ્તાનમા-કે શુ બીજે-તે હાફેઝજ શા'દી કવિ ખરો, પરતુ જોડે વ્યવહાર કુશળતા સપન્ન, દુનીઆદારીના પુરેપુરા અનુભવવાળો, ફીલસુફ અને ગ્રથકર્તા પણ ખરો જ્યારે હાફેઝ માત્ર એક મીઠા સરોદો ગાનારો કવિ, શાખેનબાત[1] પર નિર્વાહ ચલાવનાર પખેરૂ, કાવ્યના આત્મારૂપી રસને ચાખનાર અને ચખાડનાર વ્યકિત, સા'દીના કાવ્યોમા એક જાતનુ ગાભિય જોવામા અનુભવવામા આવે છે, જ્યારે હાફેઝની ગઝલોમા એક જાતની સબુકી[2], એક જાતનો થનથનાટ જોવામા આવે છે, કે જેથી એ ગઝલો વાચતા કે ગાતા તેમા રહેલો ભાવ વાચનાર કે સાભળનારની લાગણીઓને નચાવી મુકાવે છે એ થનથનાટનો તેમને ચેપ લાગે છે. હાફેઝની ગઝલોમા પ્રૌઢતા

---

૧ એક જાતની મીઠાઇ સાકરની ન્હાનકડી લાકડી જેવી

૨ સબુક ફુલ જેવુ હલકુ સબુકી ફુલ જેવુ હલકાપણુ

નથી એમ નથી, પરંતુ એ પ્રૌઢતા સાંત્રીની પ્રૌઢતા જેવીને જેટલી નહિ, કાંઇક ઓછી સંગીન

હાફેઝની ગઝલોની ખુબીનો અનુભવ ફારસી ભાષાથી અજ્ઞાન માણસને કરાવવો લગભગ અસંભવીત છે અંગ્રેજી ફ્રેંચ, જર્મન વગેરે યુરોપની સારી સારી ભાષાઓમાં એના ભાષાંતર થયાં છે, પરંતુ અસલી લેઝ્ઝત તેમાં આવી નથી આવી શકે પણ નહિ, કારણ ખુલ્લુ છે એમાં વપરાએલા દરેક ફારસી શબ્દને એમાં ગવાએલી દરેક ફારસી જબાને અંગે ઘણી ઘણી જાતના ઇશારા રહેલા છે કે જે પરભાષામાં ઉતારી શકાય નહિ જેવી યુરોપની ભાષાની સ્થિતિ, તેવીજ ગુજરાતીની હાફેઝની ગઝલોમાંથી કોઇંક ગુજરાતીમાં ઉતારવામાં આવી છે, પણ અસલને નકલમાં ફેર રહે તે સ્હેજ ગુજરાતીમાં ફારસી ગઝલોનું અવતરણ કોઇએ પણ સારી રીતે અને ફતેહમંદીએ કર્યું હોય તો તે મર્હુમ રા૦ બાળાશંકર કંથારીઆ છે ગઝલોના સાહિત્યના આત્માને પોતાનામાં પુરેપુરો ભરી પછી પાછો શુદ્ધ અને યોગ્ય (એટલે કે તેને બંધબેસ્તા) શબ્દોના પ્રયોગ વડે બહાર પાડી એ કઠણ પ્રયાસમાં તેઓ ફતેહ મેળવી શક્યા છે દાખલા તરીકે –

'અમે પ્રેમ પંથી જોગીડા, અનુરાગ બાગ મહીં વસ્યા,
શ્રુતિ શીર મૂક્યા પાય, પછી વિવેકને હું શું કરૂં?'

એ ગઝલનો ફારસીમાં તરજુમો કરતાં બીલ્કુલ મુશ્કેલીઓ પડે એમ નથી, કારણ એમાં હાફેઝ અને બીજા સૂફી કવિઓના વિચારો અક્ષત ગુજરાતીમાં ઉતારવામાં આવ્યા છે, અને તેથી માત્ર ફારસીથી પરિચિત એવા માણસને તેનો

ફારસી અનુવાદ વાચના ભાગ્યેજ એમ લાગે કે એ કોઈ પર ભાષામાથી ઉતારેલી ગઝલ છે વળી,

' બલીહારી તારા અગની ચબેલીમા દીઠી નહિ
સખ્તાઇ તારા દિલની મે વજ્રમા દીઠી નહિ "

વાળી ગઝલ પણ એજ કોટીની છે, છતા જ્યા ભાષાતર કરવા ગયા છે, ત્યા મહુમને એટલી ફતેહ મળી નથી

હાફેઝની જગવિખ્યાત ગઝલ, જેમા પોતાની માશૂકના ગાલપરના કાળા તલની ખુબસૂરતીપર મોહીત થઇ સમરકદ અને બુખારા જેવા પાટનગરો તેને સમર્પી દે છે તેનુ ભાષાતર તેમણે આમ કર્યુ છે

' અગર તે યાર શીરાઝી મ્હારૂ મન મેળાવે,
સમર્પુ હુ બુખારાને સમર તિલ શ્યામને ભાવે''

સાખી

પ્રેરેપ્રેરા દેઇ દે સાકી મદીરા સાર
સરોતા રૂકનાબાદનો નિર્મળ શીત કિનાર,

લતા મદીર મુસલ્લાના કહો ક્યાં સ્વર્ગમા લાવે '

આમા અલબત અસલનો મીઠાશ અસલનો ભાવ નથી, તો પણ એટલુ તો કહેવુ જોઇએ કે પ્રયાસ નિર્માલ્ય હોવાને બદલે ઘણો ઉચા પ્રકારનો છે

શીરાઝ શહેરના ઉદ્યાનને વાડી બાગ, શહેર બહારનુ સૃષ્ટિ સૌદર્ય, ત્યાના " લતા મદિર, " પ્રખ્યાત રૂકનાબાદની નહેર, મુસલ્લાનો બગીચો ખુદ શહેર અને તેની આસપાસના

હવા પાણી એ એટલા બધા આકર્ષક છે, કે આજે પણ શીરાઝની મુસાફરી કરી આવનાર માણસ તેના મુકત કંઠે વખાણ કરે છે હાલમાજ ત્યાથી પાછા ફરેલા મારા એક ઇરાની ( આગા ) મિત્ર કહેતા હતા, કે લોકો દોશ કાઢે છે કે બીજી જગાએ કવિઓ પાકતા નથી, પણ ત્યાં તે કેમ પાકે? કવિઓને કાવ્ય રચવા માટેની સઘળી સામગ્રી તો માત્ર શીરાઝમાજ છે શુ ત્યાની હવા, શુ ત્યાંનું પાણી, શુ ત્યાના બાગ બગીચા, શુ ત્યાના પુલો, ને શુ તેના ગુલ, શુ ત્યાના શોખીન ગોહેરીઓ? ખરે આ'દીને હાફેઝ તો ત્યાજ પાકે.

હાફેઝની ગઝલોની ખરેખરી ખુબી આગળ કહ્યા મુજબ પ્રારસીથી અજ્ઞાન વાચકને ભાષાતરથી કદી સમજાવી શકાય નહિ પછી તે ભાષાતર ગદ્યમા હોય કે પદ્યમા હોય એ મુશ્કેલી કાઇ માત્ર પ્રારસી ભાષાને અગેજ રહેલી છે એમ નથી, બીજી દરેક ભાષાને માટે એમજ છે એ ખુબી સમજાવવા માટે તો લેખકને અસલ ભાષાની પુરેપુરી વાકેપ્રગાહી જોઇએ, તેમજ પોતાની માહિત ભાષામા પણ તે નિષ્ણાત હોવો જોઇએ, પ્રોફેસર બેનની નોવેલ વાચી અસલ સસ્કૃતમા કેવી વાતો લખાય છે તેનો ખ્યાલ વાચકને વગર મુશ્કેલીએ આવી શકે છે ફ્રિટ્ઝ લરાલ્ડનુ કાવ્ય વાચી ઉમર ખય્યામની અસલ રૂબાઇયાતમા શુ મઝા છે તે સમજાય છે એડવીન આરનોલ્ડનુ ગીત ગોવીંદ વાચી જયદેવના કાવ્યની મોહકતા અનુભવાય છે, તેવી રીતનુ હાફેઝ માટે થવુ

જોઇએ ફારસીને ગુજરાતી બન્ને ભાષાપર યોગ્ય કાબુ ધરાવનાર લેખકથીજ તે થઇ શકે ગુજરાતીમા મહુમ બાળાશકરે સ્હેજ સ્હાજ એ કામ કર્યું, ત્યાર પછી અટકી ગયુ છે

મર એડવીન આરનોલ્ડે, હાફેઝની સગીતમા ઉત્તમ પદ ભોગવતી " [1]તાઝે બ તાઝે નવ બનવ " વાળી ગઝલને પોતાના એક ન્હાનકડા કાવ્યના વાણુતાણામા એવી ખુબીથી સાકળી લીધી છે, કે એ કાવ્ય વાચતા જાણે આપણે પણ અકબરની દરબારમા બેઠી એના મુખ્ય ગવયાનુ [2] મધુર ગાયન સાભળી રહ્યા હોઇએ એવી મનપર અસર થાય છે, છતા અસલમા જે ખુબી છે તે કાઇંક ઓરજ છે

ભાઇ " મા'કીએ " આ ન્હાનકડુ પુસ્તક લખ્યુ છે, તમા હાફેઝને સબધે જણાએલી લગભગ બધી હકીકત સમાવી છે, વળી એની ગઝલોનો ઉપયોગ એવી રીતે કર્યો છે કે જેથી એના જીવનના ઘણા જાણીતા બનાવોનો વૃતાત એના પોતાનાજ શબ્દો વડે મળી શકે છે હાલના વખતમા હાફેઝને સબધે એવી મગલગ માહિતી આપનારૂ એકે પુસ્તક આપણી ભાષામા બહાર પડયુ નથી અને તેથી " બુલબુલે શીરાઝ " ને પ્રસિદ્ધીમા ગણી એમણે ખરેખર સાહિત્યની એક ખોટ પૂરી પાડી છે

મુબઇ
તા ૨૫-૩-૨૫

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

1 "That sing of glace' "That music sweet and free"

૨ સુતરેબે ખુશનવા

# ભાઈ સાકી અને તેમનું પુસ્તક.



મને ખબર ન્હોતી કે મારા યુવાન મિત્ર ભાઈ સાકીની બુલબુલે શીરાઝ સબંધે મારે બે બોલ લખવા પડશે, છતા જ્યારે હવે સાકીએ પુસ્તક મોકલી આપ્યુ ત્યારે કાઈ પણ લખવુ તો જોઇએજ એમ ધારી લખવા બેસતા સ્નેહ અને યોગ્યતા વચ્ચેનો ભેદભાવ મારા મગજમા રમવા લાગ્યો સ્નેહના આંદોલનોને યોગ્યતાના ભાવો પીછાણવા આંખો હોતી નથી એક તરફ પુસ્તકના લેખક ભાઇ સાકી પ્રત્યેનો સ્નેહ અને બીજી બાજુએ સમાલોચના એ બન્ને દીશાઓ તરફ મારાથી પુરતુ લક્ષ આપી શકાશે કે કેમ એ પ્રશ્ન ઉભો થયો, છતા સાકી પ્રત્યેનો સ્નેહ અથવા તો બુલબુલે શીરાઝ સબંધે બે બોલ જે છે તે આ છે

હી૰ સ૰ ૭૧૫ની સાલમા જન્મેલો જાદુગર પોતાના કાવ્યો થકી પ્રજાને નમાવનાર, પોતાના નામનુ દરેક ઠેકાણે રટણ કરાવનાર બુલબુલનુ જીવન ગુજરાતી ભાષામા આજ સુધી પ્રગટ થયુ નથી કદાચ કોઇ માસીકમા કે વતમાન પત્રમા થોડાક છુટા છવાયા કાવ્યો આવી ગયા હોય તો તેથી તે કાઇ જીવન તો નજ કહેવાય ગુજરાતી સાહિત્ય વિલાસીઓની એ મહાન ખોટ મારા નાના મિત્રે પુરી પાડી છે, અને હાફીઝનુ જીવન પ્રજા સમક્ષ મુકયુ છે ભાઈ સાકી તેમની નાની વયમા આવુ સુદર કામ કરી શકયા છે તે માટે હુ જ

નહિ પણ દરેક વિદ્વાન વ્યકિત તેમજ પ્રત્યેક સાહિત્ય વિલાગ્મી એમને ધન્યવાદ આપ્યા વિના નજ રહી શકશે

ભુલભુલે શીરાઝ પ્રથમથી છેવટ સુધી બહુજ 'સરસ રીતે લખાયુ છે, એમ મારાથી કહ્યા વિના રહેવાતુ નથી ગુજરાતી ભાષા અને તેમા રહી ગયેલા દોષોને હુ પોતેજ અચ્છી રીતે પીછાણી શકતો નથી મારામા ગુજરાતી ભાષાના ગુણ દોષ કાટવાની લાયકાતના સવથા અભાવની મને ખબર છે એટલે ભાઇ સાકીની ભુલો શુ કાઢુ ? છતા ભાષા દોષ પ્રત્યે ધ્યાન આપવા કરતા, સાકીએ પુરા પાડેલા વિષયની મહત્વતા અને કેમતને પીછાણવા પ્રત્યે વધુ ધ્યાન અપાય તો જરૂર તેમાથી અનેક નવીન બાબતો નીકળી શકે બરી મારી આ વિનતી પ્રત્યે પ્રજા ખાસ ધ્યાન આપશે એવી આશા છે

હાફીઝ શીરાઝીનુ જીવન લખતા આરભમા હાફીઝની ઓળખાણ, તેમના જન્મ સબધેની હકીકતો પછી તેમની શકિતનુ વર્ણન, હાફીઝની કવિ તરીકેની લાયકાતની પીછાણ ઉપરાત રાજા મહારાજાઓ સાથે હાફીઝના સબધની રસીક વાર્તાઓ બહુજ અચ્છી રીતે વ્યકત થઇ શકી છે, જેમા અગ્રેજ લેખકો અને હાફીઝ સબધેની વાતો સર્વોત્તમ હોઇ મનન કરવા યોગ્ય છે અંગ્રેજ લેખકોની ભાઇ સાકીએ જે ભુલો દેખાડી છે, તે ઉપરથી સ્હેજ સમજી શકાશે કે હાફીઝનુ જીવન લખતા સાકીને પોતાના કિમતી સમયનો સારામા સારો ભોગ આપવો પડયો હશે, એ કિમતી ભોગનુ સુદર પરિણામ આજે સાકીએ પ્રજાના હાથમા મુકયુ છે

હાફીઝ એ એક સાધારણ વ્યકિત નહીં પણ શીરાઝમા થઇ ગયેલી એવી મહાન વ્યક્તિ હતી, કે જેના વચનો ઉપર માત્ર પ્રજાજ નહીં પણ મહાન રાજા મહારાજાઓ પણ વિશ્વાસ રાખતા, અને હાફીઝ પાસેથી હુકમ મેળવી કાર્યો કરતા, એવા એક મહાન કવિનુ જીવન પ્રજા સમક્ષ મુકવાની જરૂરની જરૂર પીછાણી ભાઈ સાકીએ પ્રજાના હાથમા અણમોલ મોતી-ઓાજ મુકયા છે. એથી વધુ ભાઇ સાકી અને તેમના પુસ્તકના વખાણના ગીતડા ગાયા કરૂ તો તે મારા અને લેખક વચ્ચેના પ્રેમનુ પરિણામ કહેવાય, તો પણ જે ખરૂ છે તે તો લખ્યા વિના છુટકોજ નથી પછી ગમે તો તે મિત્ર હોય કે ત્રાહીત, છતા વિદ્વતા તેમજ સુદર કામની કદર અને વખાણ તો દરેક ગુણીજન કરે છેજ મે પણ તેવા વિચારે સાકી પ્રત્યેના સ્નેહને થોડી વાર માટે કોરે મુકી જે લખવાનુ હતુ તે લખ્યુ પ્રજા મારા એ બે બોલને સાકી પ્રત્યેના ચાહ તરીકે સ્વીકારે કે ભાઇ સાકીની અનેરી શકિતઓ અને તેમના સુદર પુસ્તક માટે ન્યાયથી લખાએલા બે બોલ ધારે–જે કાઇ સમજે તે આ છે

સેડહર્સ્ટ રોડ
મુબઇ ૪
તા ૨૪–૩–૨૫

ઇબ્રાહીમ એસ. હાજી.

# લેખક તરફથી થોડુંક.



દરેક પુસ્તકના લેખકે વસ્તુ લખી રહ્યા પછી પોતાના તરફથી થોડુંક લખવાના નિયમાનુસાર મારા પુસ્તક સબંધે મારે પણ થોડુંક લખવુ જોઇએ, છતા મારા પુસ્તકનુ અવલોકન કર્યા પછી પ્રસ્તાવના લખવા જેટલો સમય ન હોવાના કારણે ટુંકમાજ થોડાક શબ્દો લખી કાઢું છું.

ખરી રીતે જોતા તો મને મારા પુસ્તક સબંધે લખવા જેવુ રહ્યુજ નથી શ્રીમાન કૃષ્ણલાલ સાહેબે તેમજ હાજી બેરીસ્ટર સાહેબે જે લખવાનુ હતુ તે લખ્યુ છે, મારે તો માત્ર ભુલોનો સ્વીકાર કરી માફીજ માગવી છે

બુલબુલે શીરાઝ સુરતમા છપાતુ હોવાને કારણે હુ મુબઇમા બેઠો બેઠો તેપર વધુ ધ્યાન આપી શકુ એ કેવળ અસંભવીત જેવુ છે, તો પણ યથાશક્તિએ મે પુરતુ ધ્યાન આપ્યુ છે, છતા ફારસી ભાષામાં એક જરા જેટલી ભુલથી અર્થોમા આકાશ પાતાળનો તફાવત થઇ પડે છે, તેવો તફાવત મારા પુસ્તકમા પણ વાચકો જોઇ શકશે પ્રેસના હિંદુ ગૃહસ્થો ફારસી ભાષામા કાંઇ સુધારો તો નજ કરી શકે જે સમજે તે કરી શકે છે. મારે પણ પ્રેસવાળાઓની દયા ઉપર રહેવાનુ રહ્યુ અને પુસ્તક તૈયાર થઇ જતા ફારસી ગઝલોમા છપાએલી ભુલો મને દેખાઇ તેવી ભુલો હુ બીજી આવૃતીમાં

સુધારી શકુ ત્યા સુધી વાચકો ઉદારતા દર્શાવી મને જરૂરજ ક્ષમા કરશે એવી આશા છે

છેવટમા સેવક જેવા એક અપ્રસિધ્ધ લેખકના તવાજ લઘુ પુસ્તકની ભુમીકા લખવાની તકલીફ લેનાર ફારસી ભાષાના અભ્યાસી, સ્મોલ કોઝીઝ કોર્ટના ચીફ જજ સાક્ષર રત્ન શ્રીમાન કૃષ્ણલાલ મોહનલાલ સાહેબનો અને મને અનેક વેળાએ કિંમતી મદદ આપનાર સ્નેહી હાજી બેરીસ્ટર સાહેબનો પણ તેમણે લીધેલી તકલીફ માટે આભાર માનું છુ

૮, દોનતાડ ક્રોસ લેન
મુબઇ ૩.

સાકી



મુસ્લીમ સખાવતી નૌકાના સુકાની



મરહુમ સર કરીમભાઇ ઇબ્રાહીમ
બેરોનેટ

# સમર્પણ

નેકનામ શેઠ કરીમભાઈ ઈબરાહીમ

( પહેલા બેરોનેટ )

આપ મરહુમની ઉમદા સખાવતોને ઇસ્લામી આલમ
ઘણાજ ઉપકારની નજરથી જુએ છે. તેમજ આપની
સામાન્ય સખાવતોથી હીંદની દરેક કોમો આપને
હમેશ તેવાજ માનથી યાદ કરતી રહેશે એમ
કહેવામા કોઈ પણ રીતે અતિશયોક્તિ નથી.
તો પછી આ ઇરાનના મહાન કવિ હાફીઝનુ
ચરિત્ર ગુજરાતી પુસ્તક રૂપે હુ આપ-
નેજ અર્પણ કરી કૃતાર્થ થાઉ છુ.

આપનો

સાકી

# બુલબુલે શીરાઝ

અથવા

## મહાન કવિ હાફીઝ શીરાઝી.



### ઇરાનના પ્રખ્યાત કવિ હાફીઝ શીરાઝીનું જીવન વૃતાંત.



અગાઉ તેમજ હાલ પણ જો કોઇ વ્યકિત પોતામા કોઇ પણ જાતની શકિત ધરાવતી, કે જે શકિત થકી તે પ્રજાને આકર્ષી શખે, ત્યારે તે શકિત ધરાવનાર વ્યકિત માટે નવીન નવીન ગપાટાઓ ઉપજતા, અને અતિશ્યોકિતનો ભડાર ભરાતો. તેવી અતિશ્યોકિત ઉત્પન્ન કરનાર ગપાટીઆઓ એશીયા ખડમાજ નહી કીતુ યુરોપમા પણ નજરે પડતા કોઈ પણ કવિ નાટકકાર કે લેખક વિખ્યાતી પામતું, ત્યારે તે માટે કાઈને કાઈ નવીનતા ઉત્પન્ન થયા વીના નજ રહેતી લયલા અને મજનુ માટે પણ એમજ થયુ જેને જેમ ઠીક લાગ્યુ, જેને એકાદ પ્રેમ કહાણી હાથ લાગી કે તે લયલા અને મજનુના ચરીત્ર સાથે જોડાઈ, શીરી અને ફરહાદ તેમજ અન્ય

પ્રખ્યાત માણસો માટે પણ એમજ થયુ અકબર અને બીરબલ માટે જોતા તેઓ માટે પણ અસખ્ય નાના, નાના, ટુચકાઓ ઘડી કાઢી તેને બીરબલ સાથે મેળવી વધુ રસ પડતો બનાવ્યો તેવીજ રીતે આ ફારસી કવિ પણ તેવા ગપાટાઓમા સડો-વાયા વીના નજ રહી શકયા

હાફીઝ શીરાઝી જેમની ગઝલો, અને ટુકા ટુકા કાવ્યો, મનુષ્યને આનદમા ડોલાવનારા હતા, તેઓ માટે પણ ન બનવાજોગ વાતો લખાઈ, છપાઇ અને વચાઇ શરૂઆતથીજ હાફીઝના કાવ્યોને માણસો મનુષ્ય શકિતથી બહારની વાત સમજતાં હતા. તેમને કોઇ ફીરીશ્તાની ઉપમા આપતુ, તો કોઇ દેવ બનાવી છોડતુ, કોઇ તેમને રગીલો પ્રેમી સમજતુ, તો કોઈ વળી તેમને પ્રભુ પ્રત્યે પ્રેમ ધરાવનાર, અને ઈશ્વર ભક્તિમા મગ્ન રહેનાર મહાન તપસ્વી તરીકે ઓળખતુ.

ખાજા હાફીઝ શીરાઝી માટે ઘણા લખાણો પ્રગટ થયા છે અગ્રેજી, ગુજરાતી, ઉર્દુ, ફારસી, ઇત્યાદી ભાષાઓમા ઘણા ઘણા લેખકોએ તેમનુ જીવન વૃતાત લખ્યુ છે આજે તેજ કવિનુ જીવન વૃતાત મારા જેવા નજીવા લેખકે હાથ ધર્યુ છે. ખાજા હાફીઝ શીરાઝીનુ જીવન વૃતાત નફહાતુલ ઉન્સ તઝકેરએ દઉલત શાહ સમરકદી, સફીનતુલ અવલીયા, ખઝાનએ આમેરા ઈત્યાદી ઉર્દુ અને ફારસી પુસ્તકોમા પ્રગટ થઇ ચુકયુ છે તારીખે નાદીરીમા પણ તેમનુ થોડુક જીવન ટાક-વામા આવ્યુ છે. તેમ વળી અગ્રેજ ગ્રથકારોએ પણ એ મહાન પુરૂષને જતો કર્યો નથી અગ્રેજ ગ્રથકાર મી० બ્રાઉન

ની લીટરેરી હીસ્ટરી ઓફ પરશીયા મેડમ સ્ટુવર્ટની રોઝ ગાર્ડન ઓફ પરશીયા, મી. ગોરઉસલેની બાયોગ્રેફી કલનોટસ ઓન પરશીયન પોએટસ, કેપટન કલાર્કના વીલીયમ જોન્સ તેમજ અન્ય અગ્રેજ લેખકોના લખેલાં પુસ્તકોમા પણ એ બુલબુલે શીરાઝ બીરાજે છે

લેખકોના લખેલા પુસ્તકો વિશે થોડુક જાણી હવે આપણે હાફીઝના નામ ઠામ વિશે જાણવાને આગળ વધીશુ

## હાફીઝ શીરાઝીની ઓળખાણ.

ખાજા હાફીઝ શીરાઝીનુ અસલ નામ "મોહમ્મદ" હતુ તેમને "શમ્સુદ્દીન"નુ ખીતાબ પ્રાપ્ત થયુ હતુ. અને તખલ્લુસ તેમનુ "હાફીઝ" હતુ તેઓ "સરકાન" નામી શહેરના રહેવાશી હતા. હાફીઝના દાદા "સરકાન" માથી "શીરાઝ" મા આવ્યા હતા અને ત્યા આવ્યા પછી પોતાનુ રહેઠાણ તેમણે શીરાઝમાજ રાખ્યુ હતુ હાફીઝના દાદા ઉચ વર્ગના સોદાગર હતા અને સોદાગરીના ધધામા શીરાઝ ખાતે તેમણે સારી નામના મેળવી હતી

હાફીઝ શીરાઝીના પીતાશ્રીનુ નામ "કમાલુદ્દીન" હતુ જે પૈસે ટકે સુખી તેમજ ઉચ કેળવણી પામેલા શીરાઝના જાણીતા સોદાગર હતા

બુલબુલે શીરાઝના એક કાકા પણ હતા, જેમનુ નામ સા'દી હતુ (આ સા'દી ગુલીસ્તાન અને બોસ્તાનના કર્તા નહી પણ બીજાજ સા'દી હતા) તેઓ પણ એક કવિ હતા,

અને ઉચ્ચ કેળવણી થકી પ્રાપ્ત કરેલી શાએરીમા તેઓ પ્રખ્યાત થયા હતા

ખ્વાજા હાફીઝ શીરાઝી, શીરાઝમા જનમ્યા હતા તેમના પીતાશ્રી જ્યારે "સરકાન" થી શીરાઝમા આવી રહ્યા, ત્યારે સન ૭૧૫ની સાલમા તેમના માતુશ્રીએ પોતાના પુત્ર 'મોહમ્મદ" તે હાફીઝ શીરાઝીને જન્મ આપ્યો હતો હાફીઝ ૭૧૫ની સાલમા જનમ્યા હતા તે એક અડસટ્ટોજ કાઢવામા આવ્યો હતો કારણ કે હાફીઝ જ્યારે કેળવણી પ્રાપ્ત કરી પોતાના નામને પ્રખ્યાત કરવા બહાર પડયા ત્યારે "હાજી કવામુદ્દીન હસન" નામના પુરૂષે એક વિદ્યાપીઠ ખાસ હાફીઝ માટે તઇયાર કરાવ્યુ હતુ. જેમા હાફીઝ બાળકોને શીક્ષણ આપતા હતા. તે વિદ્યાપીઠ ૭૪૫ ના સાલમા તઇયાર કરવામા આવ્યુ હતુ, હાફીઝને પોતાના નામને જગબત્રીસીએ ચઢાવવા ઓછામા ઓછી ત્રીસ વર્ષ તો લાગ્યાજ હશે જે ઉપરથી તેમનો જન્મ વર્ષ ૭૧૫ ની સાલનો ગણ્યો છે.

શીરાઝીના કુટુબીજનોમા કેળવણી તેમના રકતના બીદુએ બીદુમા પ્રસરાઇ રહી હતી અને હાફીઝ પોતે પણ બાળવયથીજ વિદ્યાભ્યાસ કરવામા રોકાયા હતા શરૂઆતમા તેમણે પવિત્ર કુરઆને શરીફનો અભ્યાસ કર્યો તે એટલે સુધી કે કુરઆન તેમને મોઢે થઇ ગયુ કુરઆને શરીફને મોઢે ગોખનાર હાફીઝે કુરઆન અથવા હાફીઝ તરીકે ઓળખાય છે. તેવીજ રીતે ખ્વાજા મોહમ્મદ પણ ઓળખાવા લાગ્યા છેવટે તેમને હાફીઝ નામ એટલુ પ્રિય થઇ પડયુ કે તેમણે પોતાનો

તખલ્લુસ પણ હાફીઝ રાખ્યો અને ત્યારથી એ બુલબુલ, હાફીઝ શીરાઝીના મધુરા નામથી ઓળખાવા લાગ્યા. તેઓએ પોતાના રચેલા કાવ્યોમા પોતે હાફીઝે કુરઆન હતા એમ જાહેર કર્યું છે અને ઘણે ઠેકાણે કુરઆન વિષે લખ્યુ પણ છે એક ઠેકાણે એ મહાન કવિ લખે છે કે —

**એ ચગ ફેરો બુરદહ બાખુને દીલે હાફીઝ**
**ફીકત મગર અઝ ઈઝઝતે કુરઆને ખુદાનીસ્ત**

## ભાષાંતર.

હે જાલીમ, ' હાફીઝ " ના હૃદયમાથી નીકળતા રકતમા તે તારા હાથો ખરડયા છે કદાચ તને કુરઆનની પવિત્રતા તેમજ માન મરતબાનુ જ્ઞાન ન હશે

ઉપરોકત શએર કહેવાનો હાફીઝનો તાત્પર્ય એટલોજ હતો કે તેમના રકતના બદુએ બીદુમા કુરઆન સમાએલો હતો બીજી જગ્યાએ એજ બુલબુલ પોતાના મધુર કંઠથી પોકારે છે —

**ન દીદમ ખુશ્તર અઝ શએરે તો હાફીઝ**
**બ કુરઆની કે અંદરે સીના દારી**

## ભાષાંતર.

હે હાફીઝ, તારી છાતી તળે, તારા હૃદયમા સતાએલા પવિત્ર કુરઆનના સોગન ખાઇને કહુ છુ કે તારા કહેલા

કાવ્યોથી વધુ સારા કાવ્યો મે કોઇના સાભળ્યાજ નથી

હાફીઝ શીરાઝી પ્રકત હાફીઝજ હતા એટલુજ નહીં, પણ તેઓ કુરઆનના શબ્દે શબ્દ સ્પષ્ટ રીતે ઉચ્ચારતાં. કારણ કે કુરઆનના પવિત્ર વચનો સ્પષ્ટ રીતે ઉચ્ચારવા કઠીણ છે, જે પણ તેમણે પોતાના કાવ્યો થકી જગતને દેખાડી આપ્યુ છે તેઓ કહે છે કે—

ઇશ્કત રસદ બફરીયાદ ગર ખુદ બસાને હાફીઝ
કુરઆંન ઝેબર ખાની બા ચારદહ રીવાયત.

## ભાષાંતર.

હાફીઝ જેમ કુરઆનના વેણો ચૌદે ચૌદ રીતે ઉચ્ચારે છે, તેવીજ રીતે જો તુ પણ ઉચ્ચારતા શીખે તો પ્રેમ તારી પાછળને પાછળ ફર્યા જ કરે

કુરઆન શીખ્યા પછી અને કુરઆનની કેળવણી અચ્છી રીતે પ્રાપ્ત કર્યા પછી હાફીઝ શીરાઝીએ શમસુદ્દીન મોહમ્મદ અબ્દુલ્લા શીરાઝીના હાથ હેઠળ ફીલસુફી અને વાદવીવાદની વિદ્યા શીખવાનો આરભ કર્યો શમસુદ્દીન મોહમ્મદ અબ્દુલ્લા શીરાઝી, હાફીઝની ચપળતા અને બુધ્ધી બળ ઉપર એવા તો મોહિત થયા કે તેઓ પોતાના સતાનોથી પણ વધુ પ્રેમ હાફીઝ પ્રત્યે દર્શાવવા લાગ્યા અને છેવટે પોતાનો ખીતાબ પણ હાફીઝને અર્પણ કરી આપ્યો

કેટલાકો કહે છે કે હાફીઝ શીરાઝીએ શમસુદ્દીન મોહમ્મદ અબ્દુલ્લા પાસેથી કેળવણી ન મેળવતા અલ્લામા સઈયદ શરીફ જરજાની (જેઓ તયમુરી ઓલમા તરીકે ઓળખાતા હતા) પાસેથી કેળવણી પ્રાપ્ત કરી હતી તે ખોટુ છે કારણ કે અલ્લામા સઈયદ શરીફ સને ૭૪૦ ની સાલમા જનમ્યા હતા, ત્યારે હાફીઝ ૭૧૫ ની સાલમા પેદા ,થયા હતા અને જ્યારે હાફીઝ વૃધ્ધ થયા ત્યારે અલ્લામા યુવાવસ્થામા હતા ત્યારે હાફીઝે અલ્લામા પાસેથી કેળવણી મેળવી હશે તે કેમ માની શકાય ?

જો કે હાફીઝ પેદા થયા તે અગાઉ એક સદી પહેલા તાતારી હુમલાએ ઈસ્લામને પોતાના ઉછાળા મારતા તોફાની સમુદ્રના મોજાઓમા લપેટયા હતા છતા પણ વિચીત્ર કુદરતની વિચીત્રતાએ તેજ હુમલો કરનારાઓને નીચા પાડી ઈસ્લામના ઓલવાઈ જતા દીપકમા જોત આણી પ્રકાશ પ્રસરાવ્યો હતો

હાફીઝ શીરાઝીના સમયમા તાતારી વશનો છેલ્લો રાજા અબુસઈદખાન બગદાદની ગાદીએ આવ્યો આ રાજા ન્યાયી બુધ્ધીશાળી તેમજ વિદ્વાનોનો વખાણનાર હતો અને તેના દરબારમા વિદ્વાનો, ફીલસુફો, અને શાએરો દુર દુરથી આવતા જેમને તે ઘણોજ માયાભર્યો આવકાર આપતો અને તેમની બુધ્ધી તેમજ વિદ્વતાને પીછાણી યોગ્ય બક્ષીસો થકી નવાજતો



## ૮

# શીરાઝની કવી તરીકેની શરૂઆત.



ફારસમા અને ખાસ કરીને શીરાઝમા અગાઉ શાએરીનો શોખ પાર વીનાનો હતો રાજા કે રંક ગરીબ કે શ્રીમંત, વિદ્વાન કે અજ્ઞાન, ઉચ્ચ નીચ, વૃદ્ધ કે યુવાન દરેકે દરેક વ્યકિત શાએરીના વિષયમા રસ લેતી અને જો બની શકતુ તો શાએરીની ફેકાફેકી પણ કરતી કોઈને શાએરી આવડતી તો કોઇને ન આવડતી છતા પણ તેઓ તેના પોતાનુ મગજ મારતાજ રહેતા આ પ્રમાણે હાફીઝને પણ બાળવયથીજ શાએરીનો ચસ્કો લાગ્યો હતો

હાફીઝના વખતમા ખાજા કેરમાની નામનો એક નામાકીત શાએર શીરાઝમા રહેતો હતો હાફીઝ, ખાજા કેરમાની પાસે જતા આવતા અને જે શાએર તેઓ બરાબર રચી ન શકતા તે તેઓ કેરમાની પાસે લાવતા અને તેને તે પુરૂ કરવા કહેતા. ખાજા કેરમાની સીવાય તેમના કાકા સા'દી પણ એક અચ્છા શાએર હતા, અને હાફીઝ પોતાનો સમય ઘણે ભાગે કાકા પાસે બેસીને ગાળતા

હાફીઝ જ્યારે બાળક હતા, ત્યારે એક સમયે તેમના કાકા સા'દીએ એક ઠેકાણે બેઠા બેઠા એક ગઝલ લખવાની શરૂઆત કરી, હાફીઝ પણ કાકા પાસે બેઠા હતા, તેમના કાકાએ ગઝલ લખવાની શરૂઆત કરી, અને એકજ લાઈન

લખી હશે કે તેમને કોઈ અગત્યના કાર્યાર્થે બહાર જવુ પડયુ અને તેઓ તે એકજ શએર લખેલો કાગળ ત્યા મુકી બહાર ચાલ્યા ગયા

સા'દીના બહાર જતા, હાફીઝ પોતાના સ્થાનેથી ઉઠી કાકાની બેડક આગળ ગયા અને તેમણે તે કાગળ ત્યા દીઠો તરતજ તેઓ તે કાગળ ઉચકી વિચારવા લાગ્યા અને થોડીજ વારમા અધુરા શએર પાસે એક બીજો શએર લખી કડી પુરી કરી પાછા પોતાની જગ્યાએ આવી બેસી ગયા. થોડીજ વારમા તેમના કાકા સા'દી પણ કાર્ય પુરૂ કરી પાછા આવ્યા અને પોતાના હાથે લખેલ કાગળ ઉપાડી બીજા શએરો લખવા બેઠા, કાગળને જોતા અધુરો મુકેલ શએર પુરો થએલો નજરે પડયો સા'દી અજબ થયા અને હાફીઝને તે વીષે પુછતા જણાયુ કે નાના બાળક હાફીઝે તે અધુરા શએર આગળ બીજો કલ્પીત શએર મુકી તેને પુરો કર્યો હતો સા'દી ઘણાજ ગજી થયા અને આખી ગઝલ હાફીઝને પુરી રચી લાવવા આપી હાફીઝ રાજી રાજી થતા કાકા પાસેથી તે કાગળ લઈ એક ખુણામા જઈ બેઠા અને થોડીજ વારમા એક ગઝલ તૈયાર કરી કાકાના હાથમા મુકી તે ગઝલ એટલી તો સરસ હતી કે સા'દી પણ રાજી થયા, અને આવેશમા આવી હાફીઝને હૈયા સરસો ચાપી કહયુ " બેટા મોહમ્મદ જાતુ એક એવો કવિ થશે કે જગત તારા કાવ્યો સાભળી ચકિત થશે. અને આનદમા ડોલવા લાગશે "

કેપટન કલાર્ક પોતાના રચેલા ગ્રથમા લખે છે કે "કુસ્તુનતુનીઆ" ના તુર્કો એમજ માને છે કે આ હાફીઝના કાકા સા'દીના આશીર્વાદ છે જેથીજ હાફીઝના કાવ્યો વાચી માણસ આનદમા ડોલવા લાગે છે

કેટલાક ગ્રથકારો હાફીઝની કાવ્ય શક્તિ સબધે ઘણીજ અજાયબી ભરેલી બાબતો લખી ગયા છે. એક ગ્રથકાર લખે છે કે શીરાઝથી ચાર મઇલ દુર 'પીર સબ્ઝ" નામે એક જગ્યા જે "બાબા કોહી" નામથી ઓળખાતી એક નાનકડી ટેકરી ઉપર આવેલ છે તે સબધે એમ પ્રખ્યાત હતુ કે જે કોઇ માણુસ આ જગ્યાએ બરાબર ચાલીસ દીવસ સુધી એકાગ્ર ચીતે તપ કરે તો હઝરતે ખીઝર (મુસલમાનોના પયગમ્બર) આવી તેને કોઇ એવી શક્તિ આપે કે જે થકી તે જગતમા પોતાનુ નામ અમર કરી જાય

ખાજા હાફીઝ શીરાઝીએ પણ તે સાભળી તપ કરવાનુ શરૂ કયુ રોજ રાત્રે મધ્યરાત્રી પછી હાફીઝ તપ કરવા "બાબા કોહી" ઉપર જતા અને પ્રભાતકાળ થતા ઘેર પાછા ફરતા

જે વખતની આ વાત છે, તે વખતે હાફીઝ એક વેશ્યાની પ્રેમ જાળમા સપડાયા હતા તે વેશ્યાનુ નામ "શાખ નબાત" હતુ એક વખતે એટલે કે ચાળીસ દીવસમા ફક્ત એકજ દીવસ તપ કરવાનુ બાકી હતુ ત્યારે હાફીઝ "બાબા કોહી" ઉપર જવા મારૂ ઉપરોક્ત વેશ્યા એટલે "શાખ નબાત" ના

ઘર ભણી આવ્યા, અને તેના ઘર નીચેથી પસાર થતાં વેશ્યા એ તેમને હાક મારી, "શાખ નબાત" ને બોલાવતો જોઇ ખાજા રાજી રાજી થયા કે કયા તો આ સ્ત્રી મને પુછતી પણ ન્હોતી જ્યારે આજે તો તે જાતે મને બોલાવે છે

ખાજા મગ્ન થતા "શાખ નબાત" ના ઘરે ગયા જ્યા જતાજ "શાખ નબાતે" વાર્તાલાપનો આરંભ કર્યો, પ્રેમચેષ્ઠા થવા લાગી, મીઠી, મધુરી વાતો ઉડવા લાગી, અને વેશ્યાના મુખ દ્વારા નીકળતા મધુરા શબ્દોને અમૃત ગણી ખાજા પણ તેની ચેષ્ઠામા ફસાયા પ્રેમઘેલા હાફીઝને એટલીએ ખબર ન રહી કે આજે તપ કરવા જવાની છેલ્લી રાત છે. "શાખનબાત" મળી એટલે જાણે હાફીઝને ઈશ્વરજ મળ્યો હોય તેમ તે શીરાઝનો બુલબુલ વેશ્યાના પ્રેમ રૂપી પાજરામા પુરાયો

જ્યારે રાત્રીનો ઘણો ભાગ વીતી ગયો ત્યારે હાફીઝને તપ કરવા જવા માટે યાદ આવ્યુ તેઓ એકાએક ખડા થયા અને જવાની આજ્ઞા માગી, હાફીઝને જવા માટે તૈયાર ઉભેલા જોઈ વેશ્યાએ જરા આનાકાની કરી, સમજાવી, કાવત્રા જાળ પાથરી, પણ હાફીઝ તેને ન ગણકારતા સીદ્ધા "બાબા કોહી" ઉપર છેલ્લી રાત તપમા વ્યતીત કરવા દોડતા ગયા અને છેલ્લી રાત પણ ધારા મુજબ તેમણે તપ કરવામાજ ગાળી. છેવટે સવારમા ત્યાથી પાછા ફરતાજ હાફીઝે એક ગઝલ લખી જે નીચે મુજબ છે

**દુશ વકતે સહરઅઝ ગુસ્સે નીજાતમ દાદન્દ.**
**વન્દરાં ઝુલ્મતે શબ આબે હયાતમ દાદન્દ.** ( )

બીખુદ અઝ શઅશઅયે પરતવે ઝાતમ કરદન્દ
બાદઅઝ જામે તજલ્લી બસીફાતમ દાદન્દ. (૨)
ચે મુબારક સહરે બુદો ચે ફેરખુદા શબે,
આં શબે કદર કે ઈતાઝાબરાતમ દાદન્દ. (૩)
ચુ મનઝીરીકે રૂખશ બીખુદો હેરાં ગશતમ.
ખબર અઝ વાકેઅયે લાતો મનાતમ દાદન્દ. (૪)
મન અગર કામ રવા ગશતમો ખુશદીલ ચે અજબ
મુસ્તહક બુદમો ઇન્હાં બેઝકાતમ દાદન્દ. (૫)
બાદઅઝી રૂએ મનો આઇનએ હુસ્નો નીગાર,
કે દરઆજા ખબરઝ જુલ્વએ ઝાતમ દાદન્દ. (૬)
કીમીયા ઈસ્ત અજબ બન્દગીએ પીરે મુગાં,
ખાક ઉ ગશતમો ચન્દી દરજાતમ દાદન્દ. (૭)
હાતીફાં રોઝ બેમન મુજદએ ઇં દોલતદાદ,
કે બઆઝારે ગમશ સબ્રો નુબાતમ દાદન્દ. (૮)
ઇન હમા શહદો શકર કઝ સુખનમ મીરીઝદ,
અજરે સબ્રીસ્ત કઝા શાખે નબાતમ દાદન્દ. (૯)
હીમ્મતે હાફીઝો અન્ફાસે સહર ખીઝાબુદ,
કેઝે બદ ગમે અઇયામ નજાતમ દાદન્દ. (૧૦)

## ભાષાંતર.

(૧) સૌથી પહેલા પ્રભાતકાળે મને મારા દુખોમાથી મુક્ત કર્યાં જે પછી રાત્રીના અધકારમા મને જીવતદાનનુ અમૃત-પાન કરાવ્યુ.

(૨) તારી હસ્તીના વીજળીક પ્રકાશનુ પહેલા તો દર્શન આપી મને બેસુધ્ધ બનાવ્યો અને ત્યાર પછી જ્યારે મે તે પ્રકાશને બરાબર દીઠો ત્યારે મસ્ત બની ડોલવા લાગ્યો

(૩) આહા, કેવી તે આનદીત પ્રભાત હતી, અને કેવી તે મગ્ન કરનારી રાત્રી હતી કે જેમા મને તે શુભ સમાચારો મળવા પામ્યા

(૪) હુ તે માધુર્ય ભરેલા મુખડાના પ્રેમમા એવો તો મસ્ત થયો કે જેવી રીતે લાત અને મનાત (અરબસ્તાનમા પુજાતા દેવતા, ને ઇશ્વર અવતાર માની માણસો પુજા કરતા તેવી રીતે હુ પણ તે પ્રિયાને પુજતા ઈશ્વરની ભક્તિ કરતો હોઉ તેમ જણાયુ

(૫) જે બદલો મને મળ્યો અને જે મારૂ કાર્ય પુર્ણ થયું, હુ જે માગતો હતો તે મને મળ્યુ તો તેમા અજાયબી ભરી કઇ વાત છે? કારણ કે જે કાઇ મને મળ્યુ તે ઉપર મારો હક હતો.

(૬) જ્યારે મે મારી સુરત તે પ્રિયાના સુદર ચહેરા રૂપી આરસીમા જોઇ ત્યારેજ મને મારા સૌદર્યની ખબર પડી

(૭) પ્રિયાની (સાકીની—ઇશ્વરની) ભક્તિ કેવી અજબ કીમીયા છે કે હુ રજકણ થઇ ગયો તે શકિતની જે મને આજે પ્રાપ્ત થઇ છે.

(૮) કુદરતી અવાજ આપનારે મને તે ખજીના વિષેની ખબર આપી જે ખજીનો દુ ખ સામે ટક્કર જીલવા સહન-શીલતા રૂપી મને મળ્યો છે.

(૯) મારા ઉચ્ચારેલા વેણોમા જે માધુર્ય ભરેલુ છે અને જે રસ પડે છે, તે તે સહનશીલતાનો પુરસ્કાર છે જે મને શાખ-નબાત થકી પ્રાપ્ત થઈ છે

(૧૦) હાફીઝની હીમ્મત અને પ્રભાતકાળે નીકળતા શ્વાસ એ બને મળી મને દુખમાથી ઉગાર્યા છે

હજી સુધી આપણે હાફીઝના રચેલા થોડાક ટુકા કાવ્યો તેમજ તેમની લખેલી એક ગઝલ વાચવા પામ્યા છીએ તેમની હવે છેલ્લી ગઝલ વિષે થોડીક સમજણ લઈશુ, અને પુન એકવાર બુલબુલે શીરાઝના ટહુકા સાભળવા આગળ વધીશુ

## હાફીઝની ગઝલની આ કડી:—

"ઇન હમા શહેદો શકર કઝ સુખનમ મીરીઝદ,
અજ્રે સબ્રીસ્ત કઝાન શાખે નબાતમ દાદન્દ,

ને જોતા તેના ખરા અર્થ નીચે પ્રમાણે થાય છે. "મારા ઉચ્ચારેલા વેણોમા જે માધુર્ય ભરેલુ છે, અને જે રસ મળે છે, તે તે સહનશીળતાનો બદલો છે, જે મને શાખનબાત થકી પ્રાપ્ત થઈ"

ખુલ્લા અર્થ જોતા તે ઉપર પ્રમાણે થાય છે, જ્યારે તેમા "શાખનબાત" શબ્દ થકી ઘણો ફેરફાર થઇ જાય છે કારણકે "શાખનબાત"ના જે અર્થ ઉપજાવી કાઢવામા આવ્યા છે, તે ખોટા છે, અહીં "શાખનબાત" શબ્દ હાફીઝે પોતાની કલમ માટે વાપર્યો છે, જેથી ઉપરોક્ત કડીમા નીચે પ્રમાણે ફેરફાર થાય છે —

'મારા ઉચ્ચારેલા વેણોમા જે માધુર્ય ભરેલુ છે, અને જે રસ મળે છે તે મારી સહનશીળતાનો બદલો છે, જેના બદલામા ઈશ્વરે મને કલમ સાથે શક્તિ પણ આપી છે."

"શાખનબાત" શબ્દ હાફીઝે પોતાની કલમ માટે એકજ જગ્યાએ વાપર્યો નથી, પણ તેમની દીવાન ઉપાડી જોતા તેમા ઘણે ઠેકાણે "શાખનબાત" શબ્દ હાફીઝે પોતાની કલમ માટે વાપર્યો છે, એમ જણાશે એક જગ્યાએ તેઓ લખે છે કે –

કીલ્કે હાફીઝ શકરીન શાખનબાતીસ્ત બેબીં,
કે દર ઈ બાગ નબીની સમરે બહેતર અઝીં.

## ભાષાન્તર.

હાફીઝની કલમ તે શેરડીમા સમાએલી મીઠાશ સમાન છે (સાહીત્યના) બગીચામા તમને એથી વધુ સરસ ફળ એકે જોવામા આવશે નહીં

આ એકજ કડી નહીં, પરતુ બીજી જગ્યાએ પણ હાફીઝ કહે છે કે —

હાફીઝ ચે તુર્ફા શાખ નબાતીસ્ત કીલ્કે તો,
કશ મેવા દીલપઝીર તર અઝ શહેદો શકકર અસ્ત,

## ભાષાંતર.

હાફીઝ! તારા કલમરૂપી ફૂળમા એવો તો મીઠાશ સામાએલો છે કે જે મીઠાશ મધ અને સાકરમા પણ જડતો નથી

ઉપરોકત બે ત્રણ કડીઓ ચકી શાખ નબાતના ખરા અર્થ વાચક બધુઓ સમજી ગયા હશે, છતા તે અર્થ પણ ખરી રીતે જોતા, બરોબર નથી ઇરાનમા સાકરને ગાળી તેની

ચાશણી બનાવવામા આવે છે, જે ચાશણી અમુક જાતના ગોળાકારમા અમુક જાતના હુથીઆરો વડે જમાવી દેવામા આવે છે, ત્યાર બાદ તે ગોળાકારની વચમા અમુક સ ખ્યામા તેજ ચાશણીની લાકડીઓ ઉભી કરવામા આવે છે જે શાખન-બાતના નામે ઓળખાય છે. અને હાફીઝે પણ એજ મીઠાશ ભરેલી લાકડી સમ પોતાની કલમને ગણી છે ત્યારે અહીં એક પ્રશ્ન ઉભો થાય છે કે શાખ નબાતને એક વેશ્યાનુ નામ કેમ આપવામા આવ્યુ ? માટે તેનો પણ ખુલાસો મારે કરીજ નાખવો જોઈએ

વાત એમ બની છે, કે હાફીઝ માટે તે નાની કહાણી ઘડી કાઢનાર પોતે પણ શાખનબાતનો અર્થ સમજી શકયો નથી જેથી તેણે શાખ નબાત એટલે શીરાઝી વેશ્યા એવા અર્થ કર્યા છે, અને તે ખોટા અર્થ ઉપર પ્રજા પણ આખ વીચામણા કરી ગઇ, અને તે એટલે સુધી કે ફારસી કોષમા પણ શાખનબાત એટલે " શીરાઝી વેશ્યા " એવા અર્થ લખ-વામા આવ્યા છે બાકી ખરૂ જોતા તો હાફીઝ શીરાઝીએ પોતાની કલમની શાખનબાત સાથે સરખામણી કરી છે. શાખનબાત ને કલમ તરીકે ઓળખાવવાનો કવિનો તાત્પય ફકત એટલોજ છે કે જેવી રીતે મીઠા ફળો વૃક્ષની ડાળીઓ પરથી ખરી નીચે પડે છે, તેવીજ રીતે મારી કલમમાથી પણ મીઠાશ અને રસ ઝરે છે અને તે મીઠાશ મળવાનુ મુળ કારણ મારી સહનશીળતા હતી જે મે ઈશ્વર પ્રેમમા પ્રાપ્ત કરી હતી

ફારસમા અને ખાસ કરી શીરાઝમા જયારે કાવ્યોની હવા જોશભેર ચાલી રહી હતી ત્યારે આપણા બુલબુલ પણ પોતાની મધુર વાણી થકી લોકપ્રીય થઈ પડયા હતા હાફીઝ જો કોઇ વસ્તુ તરફ આકર્ષાતા ત્યારે તેઓ તે વસ્તુનુ વર્ણન શએરમાજ કરતા, તેમની ઘણી ગઝલો, અને વધુ યોગ્ય રીતે કહુ તો ઘણે ભાગે સઘળી ગઝલો એક એક ઐતિહાસીક બાબત ધરાવે છે કોઈ કાવ્યમા આ બુલબુલ પોતાના એકાદ મિત્ર માટે રડે છે, તો કોઇમા કોઇને આશીર્વાદ આપે છે, કોઇમા કોઈ મિત્રની વફાદારીનુ વર્ણન છે, તો કોઇમા શાહી દરબારનો ચીતાર નજરે પડે છે થોડામા એકે રડવુ છે તો એ ગઝલમા હસવુ છે તો પણ ગઝલમાજ, દરેકે દરેક ચીજનુ તેઓ ગઝલમાજ ઘણે ભાગે વર્ણન કરતા

એક સમયે હાજી કવામુદ્દીન નામી પુરૂષને ત્યા એ કવિને જમણ માટે આમત્રણ થયુ ગરમીની રૂતુ હતી એટલે બગીચામાજ જમણની વ્યવસ્થા હાજી કવામુદ્દીને કરી હતી અને કવિરાજ પધારે તે અગાઉ તેણે બગીચામાં બીછાવેલા તખ્ત ઉપર સ્વાદીષ્ટ વાણીઓથી પીરસેલા થાળો આણી મેલ્યા ભોજન ઇત્યાદી વસ્તુઓની પાસેજ તેણે એક કળસીયામા પાણી પણ ભરી રાખ્યુ

સમય થતાજ કવિ હાફીઝ પધાર્યા અને બીછાવેલા તખત ઉપર જઈ બેઠા પાસે પડેલા કળસીયા ઉપર કવિની દ્રષ્ટિ પડતા તેમા તેમને ચોથી કે પાચમી રાતના ચદ્રમાનો

પ્રતિબિંબ પડતો દેખાશે પાણીમા ચદ્રમાના પડછાયાનો દેખાવ કવિને એટલો તો આનદીત લાગ્યો કે તેમણે તરતજ એક શએર કહ્યુ કે —

દરીયાએ અખઝરે ફ્લકો કશ્તીએ હીલાલ,
હસ્તંદ ગર્કે નેઅમતે હાજી કવામેમા.

## ભાષાંતર.

સમુદ્રરૂપી આસમાન અને હોડી રૂપી ચદ્રમા એ બન્ને પણ અમારા હાજી કવામના મહેમાન થયા છે, અને તેમના એ આમત્રણ માટે તેઓ બન્ને આભારી છે.

સમયને અનુસરતો શએર સાભળી બેઠેલા બીજા મહેમાનોના મુખદ્વારા વાહ, વાહના ઉદગારો નીકળી પડયા અને સઘળાઓએ સાથે મળી હાફીઝને તે ગઝલ પુરી કરવા આગ્રહ કર્યો ગઝલના બીજા શએરમા તરતજ હાફીઝ કહે છે કે —

મા દર પીઆલા અકસે રૂખે યાર દીદઈમ,
એૈ બેખબર ઝે લઝઝતે શુર્બે મુદામમા.

## ભાષાંતર.

ઓ, અજ્ઞાન, જેમા અમે રોજ પીણુ પીએ છીએ તે પ્યાલાની ખરી ખુબી વિષેની તને ખબર નથી તેમાજ (પ્યાલામા) અમે અમારી પ્રિયાના મધુર ચહેરાના દર્શન કર્યા છે

ગક, કર્યો અવલોકન હાફીઝની શક્તિનો ? થોડાજ સમ- જેવી જોઇએ તેવી ગઝલ ઝપાટાબધ રચી આપતા.

અને થોડાજ સમયમા રચેલી ગઝલ પણ માધુર્ય અને મીઠાશ ભર્યા શબ્દો ધરાવતી.

સુલતાન ગીયાસુદ્દીને જ્યારે હાફીઝને તેડી લાવવા આમત્રણ પત્રીકા સાથે પોતાના ગુલામ યાકુતને બગાળાથી શીરાઝ મોકલ્યો, અને યાકુત જ્યારે તે આમત્રણ પત્ર લઇ હાફીઝની સેવામા હાજર થયો ત્યારે તે પત્ર વાચી હાફીઝે તરતજ એક કડી રચી પેલા ગુલામને આપી જે નીચે પ્રમાણે હતી

**તૈયે મકાં બેબી વઝમાને મુલુકે શઅર,**
**કી તીફ્લે યક શબહ રહે યક સાલા મીરવદ.**

## ભાષાંતર.

રસ્તો પસાર કરવાની અને કાવ્યના માર્ગ કાપવાની ઝડપ તો જુઓ કે, ફ્કત એકજ રાતનો અવતરેલો બાળક એક વર્ષના માર્ગની મુસાફરી કરવા જઇ રહ્યો છે

ઉપરોકત શએર કહેવામા ખાજા હાફીઝ શીરાઝીની મતલબ શી હતી તે આપણે જોઇએ તેઓ કહે છે કે, એક રાતનો જન્મેલો બાળક એક વર્ષના માર્ગની મુસાફરી કરવા જઇ રહયો છે એટલે કે તેઓની રચેલી તે કડી ફ્કત થોડાજ સમયમા રચાઇ હતી, જ્યારે તે કડીને લઇ જનાર ગુલામ યાકુત તો એક વર્ષના માર્ગની મુસાફરી કરી પછીજ બગાળે પહોચનાર હતો જેથી થોડાજ સમયમા રચાયેલ કડીને એક રાત્રીના અવતરેલા બાળકની ઉપમા કવિરાજે આપી હતી.

હાફીઝ શીરાઝીની કાવ્ય શકિત વિષે આપણે થોડુક જાણ્યુ, હવે આપણે ત્યાના શાહી દરબાર, અને શ્રીમતોના મહેલમા જઈ હાફીઝને મળીશુ.

## શાહી દરબાર.

ખાજા હાફીઝ શીરાઝીનો જમાનો પ્રારસ માટે તો બહુજ ધાસ્તી ભરેલો હતો તે સમયમા ત્યા ઘણી ઘણી ઉથલ પાથલો થઈ જેમા ખાસ કરી ખાજાની ૭૫-૭૬ વર્ષની ઉમરમા ત્યા સાત રાજાઓ રાજ કરી ગયા, અને ઘણે ભાગે તેઓ રાજ્યાસને બેઠા ત્યા સુધી માહોમાહે યુધ્ધ કરતાજ રહ્યા, સુલતાન મુઝફ્ફર નામી રાજાના પુત્રો તો હમેશ પોતપોતામા લડ્યાજ કરતા અને તે લડાઇ થકી તેઓએ પોતાનુ રાજ્ય પણ ખોયુ, સૌથી છેલ્લો જે ભયકર હુમલો શીરાઝ ઉપર થયો તે તાતારી હુમલો હતો જે હુમલાએ માણસોને બહુજ હેરાન કર્યા

આવી આવી બાબતો ઘણી જાતની ઉલટ પાલટ, રક્તની વ્હેતી નદીઓ, વૈરભાવ થકી માણસોના કપતા ગળા ઈત્યાદી કમકમાટ ઉપજાવનારા બનાવો હાફીઝ શીરાઝીએ જોયા અને તેમનુ દીલ જગત ઉપરથી ઉઠી ગયુ આ ક્ષણભગુર સસારમા જેના શીરપર એક વખત મુકુટ હતુ તેનેજ માટીમા મળી, રક્તમા તડફડતો હાફીઝે પોતાની આખ્યોએ જોયો ત્યારે તેઓથી ન રહી શકાયુ, અને તરતજ તે બુલબુલે શીરાઝ, શીરાઝના બગીચામા બોલી ઉઠયો

**બફીરાગે દીલ ઝમાની નઝરી બેમાહ રૂઇ**
**બેહ ઝા કે ચતરે શાહિ હુમા ઉમ્રો હાઈ હુઇ**

## ભાષાંતર.

રાજ્ય છત્રને શીરે ધરી આખી જીંદગી હાય વોયમા ગાળવા કરતા શાંતીથી ફક્ત એકજ ઘડી એક અતિ સાૈંદર્ય ધરાવનાર સુંદરીના મુખને જોઇ લેવુ તેજ વધુ સરસ છે

ખાજાએ ઘણા વણા દ્રશ્યો એવા જોયા કે જેથી માણસ કંટાળી જાય, છતા પણ તે આનંદી ખુલખુલે પોતાના કાવ્ય રૂપી અમૃતમા કલ્પાત રૂપી વીષના છાટા ઉડવા દીધાજ નથી તોપણ તેઓ છેવટે મનુષ્યજ હતા, કયા સુધી થોભી શકે ? જયરે તેમનાથી નજ રહેવાયુ ત્યારે તેઓ એક ગઝલમા રડીજ પડ્યા, અને પોકારી ઉઠ્યા —

**ઇન ચે શોરીસ્ત કે દર દૌરે કમર મીબીનમ**
**હમા આફાક પુરઅઝ ફીતનઓ કર મીબીનમ (૧)**
**હર કસી રોઝ બેહી માતલબઇ ઝીન અય્યામ**
**મુશ્કીલા અસ્તકે હરરોઝ બતર મીબીનમ (૨)**
**અબલહનરા હમા શરબત ઝે ગુલાબો કદસ્ત**
**કુતે દાના હમા અઝ ખુને જીગર માબીનમ (૩)**
**અસ્પે તાઝી શુદેહ મજરૂહ બઝીરે પાલા**
**તાૈકે ઝરરી હમા દર ગરદને ખર માબીનમ (૪)**

**દુખ્તરાનરા હમા જંગસ્તો જદલ બા માદર**
**પીસરાંનરા હમા બદખાહે પીદર મીબીનમ (૫)**

**હેચ રહેમા ન બરાદર બ બરાદર દારદ**
**હેચ શફ્કત ન પીદરરા બપીસર માબીનમ (૬)**

**પંદે હાફીઝ બશનવ ખાજા બેરવ નેકી કુન**
**કે મન ઇ પંદ બેઅઝ દરહે ગુહર માબીનમ (૭)**

## ભાષાંતર.

(૧) આ કાળચક્રમા આટલી ગડબડ થતી હુ જોઈ રહ્યો છુ? આ શુ છે, કે હુ જાનને કજીઆ. અને ફંદાગથી ભરપુર નીહાળુ છુ?

(૨) દરેક વ્યક્તિ જે સ્થિતિમા હાલ તે છે, તેથી વધુ સારી સ્થિતીમા જીવન ગાળવાની ઇચ્છા ધરાવે છે, પરતુ અજાયબી તો એ વાતની છે કે, તે વ્યક્તિની સ્થિતી સુધરવા કરતા બગડતી જતી જોઇ રહ્યો છુ

(૩) અક્કલહીણુ પુરૂષોને તો આજ કાલ સ્વાદીષ્ટ શરબતો (ઘીકેળા) મળ્યેજ જાય છે જ્યારે વિદ્વાન અને પંડિતોને ખોરાકને ઠેકાણે તેમના હૃદયમાથી નીકળતા રક્તને પીતા જોઉ છુ

(૪) કુળીન અશ્વ એક નીર્જીવ કાઠી થકી ઝખ્મી થયો, જ્યારે ગધેડાના ગળામા સુવર્ણ અને રૂપાના અલકારો જોઉછુ

(૫) પુત્રીને પોતાની માતા સાથે વઢતી જોઉ છુ જ્યારે પુત્ર પિતાના ભુડા ઇચ્છનાર તરીકે દૃષ્ટિએ પડે છે

(૬) બધુ પોતાના બધુ પ્રત્યે પ્રેમ અને દયાભાવ ધરાવતો નજરે પડતો નથી, જ્યારે પિતાને પુત્રનો હિતેચ્છુ જોતો નથી

(૭) હાફીઝની તે શીખામણોને જેને તે અમુલ્ય જવેરાતથી પણ વધુ કીમતી સમજે છે, ધ્યાનમા લઇ સુમાર્ગે ચાલવા પ્રયત્ન કર

ખાજા હાફીઝ શીરાઝી બહુજ નમ્ર સ્વભાવના હતા આ હસ્તો રમતો બુલબુલ રક કે રાય સઘળાથી મળતો. અને દરેકે દરેક પુરૂષ સાથે માયાથી વર્તતો આ મધુરા કઠનો બુલબુલ રકની સભાનો દીપક હતો, જ્યારે શ્રીમતો, અને ધનાઢયોના મહેલનો વીજળીક પ્રકાશરૂપી શૃગાર હતો, ગરીબ વર્ગમા જ્યારે આ કવિરાજ એક કવિ તરીકે જઇ બેસતા ત્યારે શ્રીમતોની સભામા તેઓ એક સાધારણ પુરૂષ તરીકે જતા હતા, અને તેથીજ તેમના કાવ્યોમા રાજા અને શ્રીમતોનો ચીતાર ઘણે ભાગે નજરે પડતો નથી

હાફીઝ શીરાઝીના સમયમા સુલતાન અબુ સઅીદખાન બગદાદની ગાદીએ બીરાજતો હતો (આ રાજા વિષે અગાઉ હુ થોડુક લખી ચુકયો છુ) તેની સત્તા મેસોપોટેમીઆ તેમજ ફારસ સુધી હતી, ઉપરોક્ત રાજાના એક ગવરનર હુસેન નામી શીરાઝમા રાજ કારભાર ચલાવતો હતો. શીરાઝના રહેવાશીઓ આ ક્રુર ગવરનરથી કટાળી ગયા હતા સને ૭૩૬ ની સાલમા જ્યારે સુલતાન અબુ સઅીદખાન સ્વર્ગવાસી થયો, ત્યારે તેના રાજ્યાસને બેસનાર કોઇપણ ન હોવાના

કારણે જેને જે ઠીક લાગ્યુ, તે ગર ગામડા ઉપર ચઢાઈ લઇ જઇ પચાવી બેઠુ અને આવી રીતે એક રાજાની સત્તા હેઠળ ચાલનાર રાજ્યના હવે અગીઆર રાજા થઈ પડયા જયારે શેખ હુસેને જોયુ કે આપણું કાંઈ વળે એમ નથી, ત્યારે તે રાતના સમયે શીરાઝ છોડી નાસી ગયો તેના નામી જતા શેખ અબુ ઇસ્હાક નામનો પુરૂષ જે શીરાઝના માજી ગવરનરનો પુત્ર થતો હતો, તે આવી ચઢયો, અને શીરાઝ તેમજ ઇસ્ફહાન શહેર ઉપર કબજો કરી ત્યાનો રાજા થઇ બેઠો, ત્યારથી તે શેખ અબુ ઇસ્હાક મટી શાહ અબુ ઇસ્હાકના નામે પ્રખ્યાત થયો.

## શાહ અબુ ઇસ્હાક.

શાહ અબુ ઇસ્હાકના રાજા થતા સર્વત્ર શાંતી પ્રસરાઇ રહી, પ્રજા પણ રાજી થઇ અને આ ન્યાયી રાજાના રાજ્યમા આનંદથી સમય ગાળવા લાગી. હાફીઝ શીરાઝી પ્રત્યે આ રાજા બહુજ પ્રેમભાવ દર્શાવતો, અને શીરાઝી પણ તેને માનની દ્રષ્ટિએ જોતા હતા

અબુ ઇસ્હાક જો કે સર્વ વિષયોમા સારો, ભલો, સદ્‌ગુણી, અને પરોપકારી હતો, છતા તે મોજ શોખ પસંદ કરનારો વૈભવવિલાસી હતો, અને તેના એકજ અવગુણે તેને રાજ્યાસન ઉપરથી ઉઠાડી મેલ્યો, તેના વૈભવવિલાસી હોવાની અમીર મુબારેઝુદ્દીન મોહમ્મદ મુઝફ્ફરને ખબર પડતા તે શીરાઝ ઉપર ચઢાઈ લઈ આવ્યો

એક ઠેકાણે લખ્યુ છે કે, જ્યારે અમીર મુઝફ્ફર પોતાના સૈન્યને લઇ, શીરાઝને જીતી લેવા નીકળી પડયો, ત્યારે શાહ અબુ ઇસ્હાકના સેનાધીપતિ, તેમજ અન્ય દરબારી અમલદારોએ રાજાને અમીર મુઝફ્ફર સામે ટક્કર જીલવા તૈયારી કરવાની મુચના કરી અમલદારોની વાત સાભળી અબુ ઇસ્હાક ક્રોધે ભરાયો, અને લડાઇની વાત કોઇએ પણ કરવી નહી એવો હુકમ બહાર પાડયો, જો કોઇ યુદ્ધ વિષે વાત કરે તે તેને મૃત્યુની સજા ભોગવવી પડે, મૃત્યુના ભયે કોઇ પણ [illegible] કહી પણ અબુ [illegible] આગળ યુદ્ધ વિષે કશુ પણ બે[illegible]તી નહી તે એટ[illegible] સુધી કે અમીર મુઝફ્ફરે સૈન્ય સહીત શીરાઝને ઘેરો ઘાલ્યો મુઝફ્ફર જ્યારે શીરાઝ ઉપર ચઢાઇ લઇ આવ્યો હતો, ત્યારે વસત ૠતુ ચાલતી હતી, અને અબુ ઇસ્હાક આ ૠતુના લ્હાવા લુટતો પોતાના રગ મહેલમા પડયો હતો

શીરાઝને ઘેરો પડતા પ્રજામા હોહાકાર થઇ રહયો છતા કોઇની હિમ્મત નહોતી કે રાજા પાસે જઇ યુધ્ધ વિષેની ખબર આપે. છેવટે સૈન્ય પણ ચિતામા પડયુ, અને મુઝફ્ફરના સૈનીકોનુ દૃશ્ય અબુ ઇસ્હાકને એક વખત દેખાડવુ એવો નિશ્ચય કરી સૈન્ય અમલદારોએ એક યુકિત શોધી કાઢી, છેવટે અમીનુદ્દીન નામનો પુરૂષ જે રાજાનો બહુજ માનીતો દરબારી હતો, તેને અબુ ઇસ્હાક પાસે મોકલવાનુ ઠર્યુ અને તે રાજા પાસે ગયો ત્યા જઈ તેણે રાજાને વસત ૠતુમા ખીલેલા સુગધી પુષ્પો તેમજ મનને વશ કરનારી હરીયાળી

નીહાળવા આગ્રહ કર્યો મિત્રને આગ્રહ કરતો જોઈ રાજા અબુ ઈસ્હાક વસત રૂતુની બહાર જોવા ગઢના સઉથી ઉચા ભાગ ઉપર ચઢયો, અને સર્વત્ર દૃષ્ટિ ફેરવતા ખીલેલા પુષ્પો અને હરીયાળી, વૃક્ષો તેમજ છોડવાઓને નીહાળવા લાગ્યો જોતાં જોતા તેની દ્રષ્ટિ મુઝફ્ફરના સૈનીકો ઉપર પડી, અને તરતજ અમીનુદ્દીનને પુછયુ "અમીન! આ માણસો અહીં શાને બેઠા છે?"

"જહા પનાહ! આ મુઝફ્ફરના સૈનીકો છે, જેઓ શીરાઝને ઘેરો ઘાલી બેઠા છે"

અમીનુદ્દીનના મુખદ્વારા ઉપરોકત વચનો બહાર પડતા રાજા અબુ ઇસ્હાક હસી પડયો અને કહયુ 'મુઝફ્ફર પણ મુર્ખ ગધેડો છે આ મુર્ખ શીરોમણી વસત રૂતુની મોજ મજા મુકી, શીરાઝ ઉપર ચઢાઈ કરવા ધકેલા ખાતો અહીં સુધી આવ્યો છે એના જેવો મુખ અને બુધ્ધિહીણ પુરૂષ મે એકે દીઠો નથી"

એટલા શબ્દો ઉચ્ચારી રાજા પાછો શાત થયો થોડી વાર રહી તે પુન એકવાર જોરમા હસ્યો અને બોલ્યો

**બીયા તા યક દમશબ તમાશા કુનીમ,**
**ચો ફરદા રસદ કારે ફરદા કુનીમ,**

## ભાષાંતર.

પધારો! આજની રાત તો મઝા કરી લઇયે, કાલ થાશે ત્યારે જોઇ લેવાશે

ઉપરોકત કડી બોલી એક વખત ફરીને હાસ્ય કરી, વૈભવવિલાસી અને મોજ શોખમા પડયો પાથર્યો રહેનાર રજા ગઢ ઉપરથી નીચે ઉતરી રગ મહેલમા ચાલ્યો ગયો

શાહ અબુ ઇસ્હાક અને મુઝફ્ફરમા વર્ષોથી યુદ્ધ ચાલતુ હતુ અને વારે ઘડીએ તેઓ રણ સગ્રામમા ઉતરી, હજારો લાખો પ્રાણીની આહુતિ નિર્દય રણભુમીને ચઢાવતા અને સૈનીકોના રકત રેડી તે ભુમીની તૃષા મટાડતા યુદ્ધમા દરેક સમયે વિજય દેવી શાહ અબુ ઇસ્હાકનેજ વિજયમાળા આરોપતી, પણ આ છેલ્લી ચઢાઈ જે મુઝફ્ફર લઈ આવ્યો હતો, તેમા અબુ ઇસ્હાક હાર્યો અને પ્રાણ રક્ષાર્થે ઇસ્ફહાન નાસી ગયો ત્યા તે ચાર પાચ વર્ષ જીવ્યો, અને છેવટે ક્રુર અને નીર્દય રજા મુઝફ્ફરની આજ્ઞાથી તે, આ ક્ષણ ભગુર સસારની માયા મુકી પરલોકવાસી થયો

શાહ અબુ ઇસ્હાકના માર્યા જનાથી હાફીઝના હૃદય ઉપર સખ્ખત આઘાત થયો, અને પોતાના સ્નેહી મિત્રના વિયોગમા હાફીઝ રડવા લગ્યા. હાફીઝે અબુ ઇસ્હાક માટે એક ગઝલ લખી છે, જેમા તેઓ આ પરલોકવાસી મિત્ર માટે કલ્પાત કરે છે, જે નીચે મુજબ છે—

યાદ બાદ આંકે સરે કુએ તો અમ મઝીલબુદ,
દીદહરા રૈશની અઝતુરે રૂખત હાસીલ બુદ. (૧)
રાસ્ત ચુન સૌસનો ગુલ અઝ અસરે સોહબતે પાક,
બર ઝબાં બુદ મરા આન્ચે તોરા દરદીલબુદ. (૨)

દરદીલમ બુદ કે બેદોસ્ત નબાશમ હરગીઝ,
ચેતવાં કર્દ કે સઅયે મનો દીલ બાતીલ બુદ. (૩)
રાસ્તી ખાતમે ફીરૂઝયે બુઇસ્હાકી
ખુશ દરખ્શીદ વલે દઉલતે મુસ્ત અજીલ બુદ. (૪)
દીદીઆં કહકે અયે કબ્કે ખીરામાં હાફીઝ
કે ઝે સર પંજએ શાહીને કઝા ગાફીલ બુદ. (૫)

## ભાષાંતર.

(૧) યાદ છે તને કે તારા માર્ગમા તારી ગલીમા હુ આવી બેસતો, કે જયા બેસવાથી તારા મુદર મુખના દર્શન થકી મારા નેત્રોમા ઠંડક વળતી

(૨) પવિત્ર પ્રેમ સબધ જેવો કે "મોમન" અને "ગુલાબ" ધરાવે છે, તેવોજ પવિત્ર સબધ તારા અને મારા વચ્ચે હતો જે થકી જે નિશ્ચય તુ તારા હૃદયમા કરતો તે અગાઉથીજ મારી જીભે રહેતુ

(૩) મે નિશ્ચય કર્યો હતો, કે હવે મિત્ર વગર એક પળ પણ નજ રહીશ, છતા, શુ કરુ કે મારો તે પ્રયત્ન ખોટો અને વ્યર્થ ઠર્યો

(૪) ખરી વાત કે અબુ ઇસ્હાકની મુદ્રીકામા જડેલ ફીરોઝી નગ ઘણુજ પ્રકાશીત હતુ, છતા પણ તે એક જલ્દીજ હાથમાથી સરી જનાર દોલત હતી

"હાફીઝ" તેં, તે અકડાઈને ચાલનાર પક્ષીના મુખદ્વારા નીકળેલો હાસ્ય ઉદગાર સાભળ્યો ? કે જે અજ્ઞાન પક્ષીને પારધીના ક્રુર શીકારી પજાની ખબરજ નહોતી

ઉપરોકત ગઝલ હાફીઝે પોતાના પરમમિત્ર અબુ ઈસ્હાક માટે લખી છે આ રાજા વિશે થોડુક જાણી હવે આપણે એક બીજા પુરૂષને હાથ ધરીશુ જેને પણ હાફીઝ સાથે થોડો ઘણો સબધ છે. અને તે પુરૂષ

## હાઝી કવામ.

ના નામે ઓળખાતો હાજી કવામ પણ હાફીઝના એક સ્નેહી મિત્ર હતા જે વિષે અગાઉ આપણે થોડુક જાણી ચુકયા છીએ હાફીઝે શીરાઝી આ તેના ભલા મુરબ્બીને પણ વીસારી દીધા નથી પોતાની એક ગઝલમા હાજી કવામ વિષે તેઓ ઇશારો કરે છે, કે—

ઇશ્કબાઝીઓ, જવાનીઓ. શરાબે લઅલે ફામ,
મજલીસે ઉન્સો, હરીફો, હમદમો શુર્બે મુદામ. ૧

સાકીએ શકકર દહાનો મુત્રેબો શીરી સુખન,
હમનશીને નેક કીરદારો નદીમે નેકનામ. ૨

શાહેદે દરલુત્ફે પાએ હમચુ આબે ઝીદગી,
દીલબરે દર હુસ્નો ખુબી ગયરતે માહે તમામ. ૩

ગમઝએ સાકી બયગમાએ ખારદ આહીખ્તા તેગ,
ઝુલ્ફે જાનાં અઝબરાએ સયદે દીલ ગુસ્તરદાદામ. ૪

બાદહા, ગુલરંગા, તલ્ખો, તેઝો. ખુશખારો સબુક
નુકલે અઝ લઅલે નીગારો નુકલે અઝ યાકુતે જામ. ૫
બઝમે ગાહે દીલનશીં ચુ કસ્રે ફીરદોસે બરી,
ગુલ્શને પીરામનીશ ચુ રૌઝએ દારૂસ્સલામ. ૬
હમનશીના નેકખાહો પેશકારાં બાઅદબ,
દોસ્તદારા સાહેબે સીરરો હરીફાં દોસ્ત કામ. ૭
નુકતે સંજો બઝલેગુ ચુન હાફીઝે શીરીં સુખન,
બક્ષેશ આમોઝો જહાન અફ્રોઝ ચુન હાજી કવામ. ૮
હરકે ઇ સોહબત નજુયદ ખુશદીલી અઝ વય મજુ
વાન્કે ઇન ઇશરત નખાહદ ઝીંદગી બર વય હરામ. ૯

## ભાષાંતર.

પ્રેમ, યુવાવસ્થા, અને લાલરંગી, મધુ, પ્રેમસભા, મિત્ર, સ્નેહી, અને નીરંતર મદ્યપાન, મધુરા ઓષ્ટ ધરાવનાર સાકી સદગુણી સ્નેહી અને સાચી નામના મેળવનાર મિત્ર, અને પ્રિયા, તે પણ એવી કે જે, આનંદ આપવામા અમૃતજળ સમાન કે જેને જોઇ પુનમનો ચંદ્રમા પણ લજાય સાકીનો છળ બુધ્ધિ લુટવા માટે ખેંચેલી તલવાર સમાન, અને પ્રિયાના નાગણી કેશો હૃદયને ઘેરવા માટે પાથરેલી જાળ સમાન મધુ તે ફુલ જેવા રંગની, તલખ, જલ્લદ પ્રવાહી વળી તેના (પ્રિયાના) ઓષ્ટ સાકરના ટુકડા સમાન મીઠા અને પ્યાલો પણ તેવોજ એક એવી મનોહર જગ્યા, જે સ્વર્ગથી મળતી આવે છે, અને તે જગ્યામા સમાએલો બગીચો સલામતીના

સ્થળ સમાન તે ઘરની સભાના પ્રેક્ષકો, હિતેચ્છુઓ અને તેના નોકરો આજ્ઞા ઉપાડી લેવા હાથ બાધી ઉભા હિતેચ્છુઓ જ્યારે સભાપતિના ખરા મિત્ર, ત્યારે શત્રુઓ પણ તેને વખાણનાર, હાફીઝ જેવા મધુર વેણો ઉચ્ચારનાર, કવિ અને સાક્ષર, તેમજ હાજી કવામ જેવો ઉદાર અને જગતને પ્રકાશનાર

જો કોઇને આ સગત ( જે ઉપર વર્ણવામા આવી છે ) ન ગમે તો લેવા માણસથી આનદીત સ્વભાવની આશા રાખવી મિથ્યા છે, અને તેનુ જીવન પણ નકામુ છે

કેટલાક ગ્રથકારો જેમા કેપટન કલાર્કનો પણ સમાવેશ થઈ જાય છે, એમ કહે છે કે, હાજી કવામ અને ખાજા કવામ એ બન્ને એકજ વ્યકિત હતા. પણ તે તદ્દન ખોટુ છે હાજી કવામ જ્યારે શાહ અબુ ઇસ્હાકના પ્રધાન હતા જેઓ સને ૭૪૫ ની સાલમા સ્વર્ગવાસી થયા, ત્યારે ખાજા કવામ તો શાહ શુજાઅના પ્રધાન હતા જે વિષે આપણે હવે પછી જાણીશુ

## અમીર મુઝફ્ફર.

અમીર મુબારેઝુદ્દીન મોહમ્મદ મુઝફ્ફર એક નીચ પકતીનો, ક્રુર અને વજ્ર હૃદય ધરાવનાર, નરાધમ, પાપીષ્ટ હતો, જ્યારે ત અબુ ઇસ્હાકને યુધ્ધમા પછાત પાડી શીરાઝના રાજ્યા સને આવ્યો, ત્યારે પ્રજા બહુજ નારાજ થઇ, તે એટલે સુધી કે બાળક, યુવાન, સ્ત્રી કે પુરૂષ, તે નિર્દય રાજાના કટ્ટા શત્રુ થયા.

જ્યારે તેના પુત્ર શાહ શુજાએ જોયું કે, હવે બળવો જરૂરજ થશે, ત્યારે તેણે સને ૭૬૦ મા પોતાના ક્રુર પિતાને કેદ કરી લોખડી સળીઆ થકી તેના બન્ને નેત્રો ફોડી કારા-ગૃહમા મોકલી આપ્યો અને પોતે રાજ્ય લગામ હાથમા લઈ રાજ્ય વહીવટ ચલાવવા લાગ્યો ઉપરોકત બાબત સબધે ખાજા હાફીઝે શીરાઝીએ નીચે પ્રમાણે એક ગઝલ કહી છે —

**શાહ ગાઝી ખુસરવે ગેતી સીતાં**
**આન્કે અઝ શમશીરે ઉ ખુ માચકીદ** (૧)

**ગહ બયક હુમ્લા સીપાહે મીશીકસ્ત**
**ગહ બહુઇ કલ્બે શીરાં મી દરીદ** (૨)

**આકેબત શીરાઝો, તબરેઝો, ઇરાક,**
**ચુ મુસખ્ખર કદ વકતશ દર રસીદ** (૩)

**આન્કે રૌશન બુદ જહાબાનશ બ દો**
**મીલ દર ચશ્મે જહાં બીનશ કશીદ** (૪)

## ભાષાંતર.

(૧) વીર અને બહાદુર, તેમજ રાજ્યાસનને જીતી લેનાર તે હતો કે જેની તલવારની અણીએથી રક્તધાર વ્હેતી હતી.

(૨) કયારે તો તે એકજ હુમલામા સૈનીકોને છીન્ન ભીન્ન કરતો, અને કયારે તો તે પોતાની ગર્જનાથી વાઘનો પી-તો પણ પાણી કરી નાખતો

(૩) છેવટે જ્યારે તે શીરાઝ, તબરેઝ, અને ઇરાક જીતી ગયો, ત્યારેજ તેના દીવસો પણ ભરાઈ ગયા

(૪) તે નેત્રો કે જેને જોયાથી નેત્રોમા ઠડક વળતી આજે તેજ નેત્રો લોખડી સળીઓ થકી ફોડી નાખવામા આવી છે

## શાહ શુજાઅ.

શાહ શુજાઅના શીરાઝના ગાદીએ બેસવાથી બીરાજતી પ્રજા બહુજ રાજી થઈ, કારણ કે તે પોતે વિદ્વતા અને પાંડિત્યનો વખાણુ-નાર હોઈ, ન્યાયી તેમજ દયાળુ હૃદયનો રાજા હતો તેના દરબારમા વિદ્વાનો અને પડિતોની પીછાણ યોગ્ય રીતે થતી અને તે ન્યાયી રાજા શાહ શુજાઅ તેઓને કીમતી સરપાવ આપતો ખાજા હાફીઝ શીરાઝી પણ તેની દરબારના એક માનીતા પુરૂષ હતા, અને આ શીરાઝની વાડીના બુલબુલે પણ તેના તે સ્નેહી મિત્ર શુજાઅને જતો કર્યો નથી તેઓ આ રાજા વિષે કહે છે

**જબીંનો ચહરએ હાફીઝ ખુદા જુદા ન કુનાદ,**
**કે ખાકે બારે ગહે કીબ્રયાએ શાહ શુજાઅ.**

## ભાષાંતર.

હાફીઝના કપાળ તેમજ મુખને શાહ શુજાના દ્વારથી ઇશ્વર છુટા ન પાડે.

શાહ શુજાઅના સમયમા એક ખાજા ફકીહ નામી વિદ્વાન શીરાઝમા રહેતો હતો, અને શુજાઅ પણ તેમને બહુજ માનની

દ્રષ્ટિએ જોતો અને તે ખાજા ફ્કીહના વચનો ઉપર એટલો તો વિશ્વાસ ધરાવતો કે તેમને તે પોતાના ગુરૂ તરીકે લેખતો

ઉપરોકત ખાજા ફ્કીહ આગળ એક બીલાડી હતી જે માટે એમ પ્રખ્યાત હતુ કે ખાજા ફ્કીહ જ્યારે ઈશ્વર, ભકિત કરતા ત્યારે પેલી બીલાડી પણ ભકિત કરવામા મગ્ન થતી શીરાઝમા કેટલાકો તો આ બાબતને માન્ય રાખતા જ્યારે કેટલાકો તે ઉપર હસતા અને ઠઠ્ઠા મશ્કરી કરતા, જેમા આપણા કવિરાજ અગ્ર સ્થાને બીરાજતા હાફીઝ તેવી વાતોને હસી કાઢતા અને તે એક ખાલી ગપ છે, એમ માનતા તે એટલે સુધી કે, હાફીઝે પોતાના કાવ્યમા પણ ખાજા ફ્કીહની બીલાડી સબધે મશ્કેરી કરી છે તેઓ લખે છે કે —

સુફી નીહાદ દામો સરે હુક્કા બાઝ કર્દ,
બુન્યાદે મક્ર બાફ્લકે હુક્કા બાઝ કર્દ. (૧)

બાઝીએ ચર્ખ બીશ્કનદશ બયઝા બરકુલાહ,
ઝીરાકે અર્ઝે શોઅબ્દાબા અહેલેરાઝ કર્દ. (૨)

સાકી બીયા કે શાહેદે રઅનાએ સુફીયાં,
દીગર બજલ્વા આમદો આગાઝે નાઝ કર્દ. (૩)

ઈન મુત્રેબઝ કુજાસ્ત કે સાઝે ઈરાક સાખ્ત,
વાહમર્ગ બાઝગશ્ત ઝે રાહે હીજાઝ કર્દ. (૪)

અય દીલ બીયા કે માબપનાહે ખુદા રવીમ,
ઝાન્યાસ્તીને કોતહો દસ્તે દરાઝ કર્દ. (૫)

સનઅત મકુન કે હરકે મોહબ્બત નશસ્ત બાખ્ત,
ઇશ્કરા બરૂએ દીલ દરે મહેનત દરાઝ કર્દ. (૬)
અય કબકે ખુશખરામ કુજા મીરવી બનાઝ,
ગર્રા મશવકે ગુરબએ આબીદ નમાઝ કર્દ. (૭)
ફરદાકે પેશગાહે હકીકત શવદ પદીદ.
શર્મીંદા રહરવી કે નઝર બરમજાઝ કર્દ. (૮)
હાફીઝ મકુન મલામતે રીંદા કે દર અજલ,
મારા ખુદા ઝો ઝોહદો રીયા બાનીયાદ કર્દ. (૯)

## ભાષાંતર.

(૧) સુફીએ જાળ પાથરી અને છળની શરૂઆત કરી અને કપટી આકાશ ચક્ર સાથે છળનો પાયો નાખ્યો

(૨) આકાશ ચક્રના છળે ટોપીપર ઈંડુ ફોડયુ કેમકે તે જગતના ભેદ જાણનારાઓને પોતાનો છળ દેખાડવા માગતો હતો

(૩) હે, સાકી આવ કે સુફીઓની સુદર પ્રિયા ફરીથી પ્રકાશમા આવી છે અને લટકા મટકાની શરૂઆત કરી

(૪) આ ગવઇયો કયાથી આવ્યો ? કે જેણે ઈરાકનુ વાજીત્ર બનાવ્યુ, અને પછી તે હીજાઝના માર્ગ તરફથી પાછો ફર્યો

(૫) હે, દીલ, આવ કે, આપણે ઈશ્વરના આશરા હેઠળ જઇએ કેમકે જેની અસ્તીન ટુંકી છે, તેણે હાથ લબાવ્યો છે

(૬) બનાવટી વાતો કરતો નહી જેણે પ્રેમ રમત સન્યતા સાથે રમી નહી, તેના માટે પ્રેમે સકટના દ્વારો ખોલ્યા

(૭) હે, લટકા, મટકા, સાથે, હાલતા, મહાલના, તીતર ભુલાવામા રહેતો નહી, કે ભકતની બીલાડી ભકિત કરે છે

(૮) કયામતના દીવસે જ્યારે પ્રેમની સત્યતા પ્રદર્શીત થશે, ત્યારે તે વટેમાર્ગુ (પ્રેમી) લજવાશે કે જે જગતના પ્રેમમા સપડાયો

(૯) હે હાફીઝ તુ છકેલની નીદા કરતો નહી, કેમકે ઇશ્વરે આપણને સૃષ્ટિ પેદા થઇ ત્યારથી (ખોટી) ભકિત અને ખોટા દેખાવથી મુકત રાખ્યા છે

અબીદ ઝાકાની નામના પુરૂષે પણ બીલાડી સબધે એક નાની વાત લખી છે કે, બીલાડી સેકડો ઉદરોને સપાટામા લઇ યાત્રાર્થે જાય છે જેના શુભ સમાચાર ઉદર મામા પોતાના રાજાને પહોચાડે છે કે,

**મુજદગાના કે ગુરબા આબીદ શુદ**
**મોમાનો ઝાહેદો મુસલમાના**

## ભાષાંતર

હુ તમને શુભ સમાચાર સભળાવુ છુ કે, બીલાડીબાઇ હવે ઇશ્વર ભકત, સાધુડી અને મુસલમાન થઇ છે.

ઉપરોકત કડીમા દર્શાવેલ બાબત અને હાફીઝની ગઝલમા આવેલ શબ્દ 'ગુરબએ આબીદ' ત્યારથી એટલો તો પ્રખ્યાત [illegible] 'ગુરબએ આબીદ" શબ્દ કહેવત રૂપે

હાફીઝ શીરાઝીની આ ગઝલથી પૂકીહને જરા ખોટું લાગ્યુ અને શીરાઝીથી તેનો બદલો કેમ વાળવો તેની ચિંતામા રહેવા લાગ્યા

એક સમયે બનવા કાળ હાફીઝે એક કડી રચી કે.—

**ગર મુસલમાની હમી અસ્તકે હાફીઝ દારદ,**
**વાયગર દર પસે ઇમરોઝ બુવદ ફરદાઈ,**

## ભાષાંતર.

જો મુસલમાની એનુજ નામ છે, જે હાફીઝ ધરાવે છે, તો પછી આજ પછી કાલ જલદી થાય તો સારૂં

(આજ પછી કાલ એટલે કયામત. અને કયામત વિષે દરેક મુસલમાનની એવી દ્રઢ માન્યતા છે કે એક દીવસ એવો આવશે કે તે દીવસે મહાન ઈશ્વર સઘળા મૃત્યુ પામેલાઓને સજીવન કરશે, અને તેમના ખરા ખોટા કાર્યોની તપાસ કરી સારા કાર્યો કરનારને સ્વર્ગ અને નઠારાઓને નર્કમા મોકલશે)

ઉપરોકત કડી પૂકીહને પોતાનો બદલો વાળવા માટે હથીઆરરૂપી થઇ પડી, અને તરતજ તેઓ તે કડી શાહ શુજાઅ પાસે લઇ આવ્યા અને દેખાડી કહ્યુ કે આ કડીમા "કયામત" (મરણ પછી ખરા અને ખોટા કાર્યનો ન્યાય દીવસ) વિષે હલકા વિચારો બાંધ્યા છે અને 'કયામત' નહીં થશે એવી હાફીઝની માન્યતા છે તેવી માન્યતા ધરાવનાર મુસલમાન કહેવાતો નથી

શાહ શુજાઅને પણ ફકીરનુ કહેવુ વ્યાજબી લાગ્યુ, અને તેણે હાફીઝને કેદ કરી લાવવા સીપાહીઓ મોકલી આપ્યા

સીપાહીઓ થોડીજ વારમા હાફીઝને પકડી શાહ શુજાઅ પાસે લઇ આવ્યા, એટલે રાજાએ હાફીઝને ઉપરોકત શએર સબધે ખુલાસો કરવાને કહ્યુ.

રાજાના મુખદ્વારા વાત બહાર પડતાજ હાફીઝ બોલી ઉઠયા જહાપનાહ –

દન હદીસમચે ખુશઆમદ કે સહરગાહ મીગુફત,
બરલબે મૈકદહ બાદફ નૈ તરસાઇ,
ગર મુસલમાની હમી અસ્ત કે હાફીઝ દારદ,
વાયગર દરપસે ઇમ્રોઝ બુવદ ફેરદાઇ,

## ભાષાતર.

પ્રભાત કાળે એક ખ્રીસ્તી દારૂના પીઠા આગળ ઉભો રહી બમરી અને ઢોલ સાથે કહેતો હતો કે, જો મુસલમાની એનુજ નામ છે કે જે હાફીઝ ધરાવે છે, તો આજ પછી કાલ જલ્દી થાય તો સારૂ

આ સાભળી શાહ શુજાઅ ચુપ થઈ ગયો, અને ખાજા ફકીહ પણ ઝખવાણા પડયા, કવિને છોડી દેવ નો હુકમ થયો, અને આ મધુર બુલબુલ પણ હસતો મલકાતો દરબારમાથી નીકળી ઘર ભણી જવા બહાર પડયો

## ખ્વાજા કવામ.

શાહ શુજાઅના પ્રધાન ખ્વાજા કવામુદ્દીન અયાર પણ હાફીઝ શીરાઝીના એક મીત્ર હતા અને તેમણે હાફીઝને માસીક અમુક રકમ પણ બાંધી આપી હતી

એક સમયે કાંઈ રોકાણઅર તે રકમ વખત થઇ જતા પણ ખુલબુલે શીરાઝને ન મળી હાફીઝ વિચારમા પડયા અને તરતજ એક કડી રચી તે ખ્વાજા કવામને મોકલી આપી

**રસીદ મોઝદહ કે આમદ બહારો સબ્જે દમીદ**
**અગર વઝીફહ રસદ મસરફે ગુલસ્તો નબીદ.**

## ભાષાંતર.

એવા શુભ સમાચારો આવી ચુકયા છે કે વસતની બહાર આવી પુગી છે, અને હરીયાળી પણ ઉગી છે. તેથી જો વઝીફો મળે તો તે ગુલાબ અને મધુમાજ ખર્ચાય

ખ્વાજા કવામુદ્દીન અયાર જેવા ભલા પુરૂષને કોઈ રાજ્યદ્વારી ભુલ થઇ જવાના કારણે શાહ શુજાએ સને ૭૬૫ ની સાલમા મારી નખાવ્યા, તે ઉપરાત ખ્વાજા કવામ વિષે વધુ કાઇ જાણવા જેવુ નથી, અને જો કદાચ હોય તો, તેથી હુ અજ્ઞાન છુ, એટલે વધુ કાઇ લખી શકતો નથી માટે હાલ એટલેથીજ અટકી બીજા મહાન પુરૂષો વિષે જાણવાને પાછા આગળ વધીશુ

## તુરાન શાહ.

ખ્વાજા કવામના માર્યા જાવા પછી, ખ્વાજા કમાલુદ્દીન અને તે બાદ જમાલુદ્દીન જેઓ તુરાન શાહને નામે ઓળખાતા હતા, શાહ શુજાઅના પ્રધાનપદે બીરાજ્યા.

જમાલુદ્દીન શાહ તુરાન, શીરાઝની વાડીના બુલબુલ હાફીઝના વખાણનાર, અને તેમના કાવ્યોને અમી સમાન ગણી તેનુ અમૃતપાન કરનાર એક સ્નેહી મિત્ર હતા હાફીઝ પણ પોતાની ગઝલમા આ ભલા પુરૂષને યાદ કર્યો છે, એક ગઝલમા શાહ તુરાન માટે નીચે પ્રમાણે લખ્યુ છે —

ફુજા બરખીઝદ્દઝ દસ્તમ કે બાદીલદાર બેન્શીનમ,
ઝે જામે વસ્લ મીનોશમ ઝે બાગે ખુલ્દ ગુલચીનમ, (૧)

સબાહુલ ખૈર ઝદ બુલબુલ કુજાઇ સાકીયા બરખેઝ,
કે ગૌગા મીકુનદ દરસર નવાએ ચગે દોશીનમ, (૨)

શબે રેહલત હમઝ બીસ્તર રવમ તાકસરે હુરૂલઈ,
અગર દર વકતે જા દાદન તો બાશી શમ્એ બાલીનમ, (૩)

મગર દીવાના ખ્વાહમ શુદ દરો સૌદા કે શબ તા રોઝ,
સુખન વા માહ મી ગુયમ પરીદરકાર માબીનમ, (૪)

લબત શકકર બમસ્તાં દાદો ચશ્મત મૈ બમયખારા,
મનમ કઝ ગાયતે હેરમા નબા આનમ નબા ઉનમ, (૫)

વફાદારીઓ હક ગોઇ ન કારે હરકસે બાશદ,
ગુલામે આસેફે દૌરા જલાલુલ હકકો વદીનમ, (૬)

## ભાષાંતર.

(૧) આ મારાથી કયા થઈ શકે છે, કે પ્રિયા સાથે બેસી, તેના સૌદર્યના પુષ્પો વિણુ વળી તેના મેળાપના પ્યાલા સાથે સ્વર્ગના પુલો ચુંદુ

(૨) બુલબુલે પ્રભાતકાળના પ્રણામ કર્યા (અને કહ્યુ) ઉઠ, હે! સાકી તુ કયા છે? મારા માથામા રાતના ચગ (વાજીત્ર) ના ભણકારા વાગી રહ્યા છે.

(૩) જો તુ મારા મૃત્યુ સમયે મારા શીરે દીપક સમાન ઉભી હોય તો મૃત્યુની રાત્રેજ હુ મારી પથારી ઉપરથી સીધો સ્વર્ગે સીધાવુ.

(૪) એવુ ન થાય કે હુ એ ઘેલછામા ગાડો થઈ જાઉં કે ગતથી કરી સ્વર્ગ ગુંજી પ્રીયા સાથે વાતો કરૂ, અને તેના રૂપમા મને પરી દેખાય

(૫) તારા હોઠોએ મસ્તોને ખાડ, અને છકેલાઓને મધુ આપી (પ્રિયાના કોમળ ઓષ્ટ ઉપર ચુબન કરતા ઘેલા પ્રેમીઓને ખરેખર ખાડ જેવીજ મીઠાશ મળે છે.) જ્યારે હુ તો અત્યત નિરાશીમા નતો આમેર રહ્યો, અને નતો પેલીમેર

(૬) વફાદારી અને સત્યની શોધ, એ હરેકનુ કાર્ય નથી હુ આ જમાનામા ગુણભડાર જલાલુદ્દીનનો નામ છુ, ( કે જેમા એ ગુણો સમાએલા છે)

# શાહ ઝયનુલ આબેદીન.

સને ૭૮૬ ની સાલમા શાહ શુજાના પરલોકવાસી થયા પછી તેનો પુત્ર ઝયનુલ આબેદીન શીરાઝની ગાદીએ આવ્યો.

ઝયનુલ આબેદીન અતિ સુંદર અને સૌંદર્ય ધરાવનારી સુંદરીઓને પણ બાજુએ મુકે એવો રૂપાળો હતો અપ્સરા સમાન લલનાઓની કોમળતા તેમજ યોવનને આ કુમાર હડસેલી મુકતો તેના રૂપની ચર્ચા ઘણે લાબે સુધી થતી હતી અને દરેકે દરેક વ્યકિત તેને સુદર રાજા તરીકે ઓળખતી પરમ કૃપાળુ પરમાત્માએ તેને સોંદર્યની અમુલ્ય ભેટ આપી હતી. સૌંદર્ય દેવીએ તેને પોતાની સોડમા ભરાવાની પરવાનગી આપી હતી છતા બુદ્ધીની તો તે સુગધ પણ લેવા પામ્યો નહોતો અને તેથીજ ઝયનુલ આબેદીન જેટલો સુદર હતો તેટલોજ ટુકબુદ્ધીનો અજ્ઞાન અને મુર્ખ હતો. પિતાના પરલોકવાસી થયા પછી, આ મુર્ખ શીરોમણી પ્રજાને ત્રાસ આપવા લાગ્યો, અને ફરી એક વખત શીરાઝમા મુઝફ્ફરી જુલ્મ વ્યાપી રહ્યો

હાફીઝ શીરાઝીએ આ મુર્ખ રાજા માટે એક ગઝલ લખી છે જે જાણવા જેવી છે

બ મુલાઝેમાને સુલ્તાં કે રસાનદ ઈં દોઆરા
કે બશુકરે પાદ્શાહી ઝે નઝર મરઆં ગદારા; (૧)

ચે કયામત અસ્ત જાનાં કે બ આશકા નમુદી,
રૂખે હમચુ માહે તાબાં દીલે હમચુ સગ ખારા, (૨)

ઝે રકીબ દેવ સીરત બખુદા હમી પનાહમ,
મગર આં સહાબે સાકીબ મદદે કુનદ સોહારા; (૩)

દીલે આલમે બેસોઝી ચો ઓઝાર બર ફરોઝી,
તો અઝ ઈ ચે સુદેદારી કે નમી કુની મુદારા, (૪)

મીઝએ સીયાહત અરકર્દ બખુને મા ઇશારત,
ઝે ફરેબે ઉ મયદેશો ગલત મકુન નીગારા, (૫)

હમા શબ દરીં ઉમેદમ કે નસીમે મુબ્હે ગાહી,
બ પયામે આશનાએ બનવાઝદ આશનારા, (૬)

બખુદા કે જુરઅએ દેહતો બહાફીઝે સહરખેઝ,
કે દોઆએ સુબ્હે ગાહી અસરે કુનદ શુમારા, (૭)

## ભાષાંતર.

(૧) સુલતાનના નોકરોને કોણ જઇને આ દરખાસ્ત પહોચાડે કે બાદશાહીના આભારમા ( જે તને ઇશ્વરે આપી છે ) તુ ફકીરને તારી દ્રષ્ટિ આગળથી દુર ન કરતો

(૨) હે પ્રિયા ! આ કેવી આફતકારક બીના છે કે, તુ તારા પ્રેમીઓને પ્રકાશનાર ચંદ્રરૂપી મુખ અને વજ્ર હૃદય દેખાડે છે.

(૩) દઇત્ય સ્વભાવ ધરાવનાર હરીફથી ઇશ્વરનો આશરો માગુ છુ કદાચ તે પ્રકાશીત ગૃહ આ તારાને ( મને ) મદદ કરે

(૪) જો તુ તારા ગાલનો પ્રકાશ દેખાડે તો જગતને બાળી નાખે તુ તેમા સહાય નથી કરતી તેમા તને શો લાભ?

(૫) જો તારા પલકાએ મારૂ રક્ત રેડવા માટે ઇશારો કર્યો, તોએ, તુ તેના છળકપટ માટે ચિંતા નજ કરજે, અને હે, પ્રિયા ભુલ નજ કરજે

(૬) આખી રાત્રી હુ એજ આશામા છુ, કે પ્રભાત કાળના પવનની લ્હેકી પ્રેમીને પ્રિયાનો સદેશો પહોચાડે

(૭) ઇશ્વરના નામથી હુ માગી લેઉ છુ કે તુ સવારના ઉઠનાર હાફીઝને મધુનુ એક બીદુ આપ જેથી પ્રભાતની પ્રાર્થનાની અસર તારા ઉપર થાય

કહેવત છે, કે, "જુલમનુ આયુષ્ય ટુકુ" તે પ્રમાણે આ મુર્ખ રાજાને હજી રાજ્ય વૈભવ ભોગવતા એક વર્ષ પણ પુરૂ ન થયુ હશે, કે અને ૭૮૯ની સાલમાજ શહેનશાહ તૈમુર ગરજતા વાદળ જેમ ચઢાઈ લઇ આવી પહોચ્યો, ઝૈનુલ આબેદીન પણ સૈન્ય લઈ સામે થયો, પણ છેવટે તે હાર્યો, જ્યારે રણ સગ્રામમા શહેનશાહ તૈમુરની જીત થઈ ત્યારે ઝૈનુલ આબેદીન નાશી છુટયો, અને પોતાના કાકા શાહ મન્સુર પાસે સહાય મેળવવા ગયો,

તૈમુરે શીરાઝ ઉપર કબ્જો કર્યો, અને પોતે ત્યા ન રહેતા શાહશુજાના ભાઇ મુઝફ્ફરુદીન યહયાને રાજ્ય કારભાર સોપી પોતે ત્યાથી પાછો ફર્યો

તૈમુર જ્યારે શીરાઝમા આવ્યો ત્યારે હાફીઝને ભૂલ્યો નહોતો તેણે સીપાહીઓ મોકલી હાફીઝને બોલાવ્યો, અને વાતચીત પ્રસગે હાફીઝના કહેલા કાવ્યોમા એક કડી દેખાડી પુછ્યુ, "શુ, આ કડી આપે રચી છે ?"

હાફીઝે જે કડી રચી હતી તે પહેલા મારે લખી લેવી જોઇએ, માટે પહેલા તે વાચકો સમક્ષ મુકી પછીજ આગળ વધુ હાફીઝે જે કડી રચી હતી, તે નીચે પ્રમાણે હતી

**અગર આં તુર્કે શીરાઝી બદસ્તારા દીલે મારા,**
**બખાલે હીન્દુવશ બખ્શમ સમરકંદો બુખારારા,**

## ભાષાંતર.

જો તે શીરાઝી પ્રિયા મારૂ હૃદય પોતાના હાથમા લે, તો હુ તેના એક કાળા તલના બદલામા સમરકદ અને બુખારા આપી દેઉ

તૈમુરના મુખદ્વારા નીકળેલ પ્રશ્ન સાભળી બુલબુલે શીરાઝ બોલી ઉઠયો, "જીહા, જહાપનાહ, આ કડી મેજ રચી છે"

તરતજ તૈમુરે કહ્યુ, "હાફીઝ, તમે જાણો છો કે, મે કેટલાક ગામડાઓને વેરાન કરી, મોટા મોટા સૈન્યો થકી ચઢાઇ લઇ જઇ સકટો સહુન કરી સમરકદ અને બુખારા મેળવ્યા છે, અને તમે પ્રિયાના એક કાળા તલ બદલ તે આપી દેવા માગો છો ?"

હાફીઝે જવાબ આપ્યો, "નામદાર, મારા આવા ઉડાઉ

અને ઉદાર સ્વભાવને લીધેજ "હુ એવો ગરીબ બની ગયો છુ "

હાજર જવાબ હાફીઝની હાજર જવાબીથી શાહ તૈમુર હસી પડયો અને રાજી થઇ તેમને ભારે ઈનામો થકી નવાજ્યા.

હાફીઝની ગઝલો આ પછી અતિ લોકપ્રિય થઇ પડી હાફીઝે પોતેજ પોતાને માટે એક જગ્યાએ કહ્યું, છેઃ—

**બશએરે હાફીઝે શીરાઝી મી ગુયદો મારકસદ,**
**સીયાહ ચશમાને કશ્મારી વાતોર્કાને સમરકદી.**

## ભાષાંતર.

કાશ્મીરના કાળા નેત્રો ધરાવનારા અને તુર્કસ્તાનના સૌદર્ય ધરાવનારાઓ હાફીઝની ગઝલો ગાય છે, અને નાચે છે.

તૈમુર વિષે " ઇન્સાઇકલોપીડીઆ " નો કર્તા લખે છે, કે તૈમુર હાફીઝથી મળ્યોજ નથી પણ એ વાત ખોટી છે, કારણ કે, તૈમુર બે વાર શીરાઝમા આવી ગયો છે એક સને ૭૮૭ની સાલમા જ્યારે હાફીઝ જીવતા હતા, ત્યારે અને બીજી વાર સને ૭૯૫ની સાલમા જ્યારે બુલબુલે શીરાઝના મધુર ટહુકા બધ પડી ચુકયા હતા, ત્યારે

## શાહ યહયા.

તૈમુર જ્યારે શીરાઝમા આવ્યો, અને શીરાઝને જીતી પોતે તેનો ધણી થઇ બેઠો, ત્યારે શીરાઝવાસીઓને એક ચીના

ઉત્પન્ન થઇ અને તેઓને તઇમુરની ધાક પેઠી પણ જ્યારે તૈમુર શીરાઝનો રાજ્ય વહીવટ શાહ યહયાને સોપી પોતે ચાલ્યો ગયો, ત્યારે પ્રજા બહુજ રાજી થઇ, કારણ કે શાહ યહયા એક ભલો નમ્ર સ્વભાવનો અને પરોપકારી પુરૂષ હતો હાફીઝે શીરાઝીએ આ શાહ માટે એક ઠેકાણે કહ્યુ છે —

**ગર નબુદે શાહ યહયા નુસરતુદ્દાન અઝ કરમ,**
**કારે મુલ્કો દીઝે નઝમો, ઇન્તેસાક ઉફતાદા બુદ.**

## ભાષાંતર.

શાહ નુસરતુદ્દીન યહયા જેવો ભલો અને સદગુણી પુરૂષ ન હોત તો, દેશ અને ધર્મની સ્થિતિ બહુજ કઢગી થઇ પડત

## શાહ મન્સુર.

ઝેનુલ આબેદીન ( જે વિષે આપણે ઉપર વાચી ગયા છીએ ) જ્યારે શીરાઝના રણુસ ગ્રામમાથી નાસી પોતાના કાકા મન્સુર પાસે ગયો, ત્યારે તેના કાકાને તેની નીર્બળ વર્તણુક પ્રત્યે બહુજ ધીક્કાર અને ક્રોધ ઉત્પન્ન થયો, તેણે ઝયનુલ આબેદીનને તેની હીચકારી ચાલ માટે કારાગૃહમા પુર્યો અને પોતે એક મોટા સૈન્ય સાથે શીરાઝ ઉપર ચઢાઇ કરવા નીકળી પડયો

શાહ યહયા અને મન્સુરમા યુધ્ધ જામ્યુ, જે યુદ્ધમા શાહ યહયા હાર્યો અને મન્સુર જીત્યો શાહ યહયા રણભુમી-

માજ મન્સુરના સૈનીકો થકી માર્યો ગયો એટલે મન્સુર બહુજ ભપકાથી શીરાઝમા દાખલ થયો

શાહ મન્સુરના વિજય મેળવતા શીરાઝના વતનીઓ રાજી થયા, કારણ કે મુઝફ્ફરી વંશમા શાહ મન્સુર જેવો સદગુણી અને ભલો ન્યાયી પુરૂષ એકે નહોતો હાફીઝે શીરાઝી, શીરાઝના આ નવા રાજા મન્સુર માટે લખવાને પણ ચુકયા નથી, તેઓ એક જગ્યાએ લખે છે, કે —

**બીયાકે રાયતે મન્સુર બાદશાહ રસીદ**
**નવા દ ફતહો બશારત બમહેરો માહ રસીદ**

## ભાષાંતર.

આવો, કે મન્સુર બાદશાહનો ઝંડો આવી ગયો છે, અને વિજયના શુભ સમાચારો સુર્ય અને ચંદ્રમાને પણ પહોચી ગયા છે

શાહ મન્સુર પોતે પણ હાફીઝનો પ્રેમી હતો, અને તેમને તે માનભરી દ્રષ્ટિએ જોતો. છતા તૈમુરે તેને પણ નજ મુકયો થોડા દીવસોજ ફકત રાજ્ય વૈભવ ભોગવી શાહ મન્સુર માર્યો ગયો, અને ત્યારથી મુઝફ્ફરી વંશનો પ્રકાશતો છેલ્લો દીપક પણ ઓલવાઇ ગયો

શાહ મન્સુર માર્યો ગયો, તે અગાઉ શીરાઝની વાડીનો લાડકડો બુલબુલ પરલોકવાસી થઇ ચુકયો હતો, અને તમુર શાહનો શીરાઝમા આ બીજો ફેરો હતો

# બુલબુલે શીરાઝ જગબત્રીસીએ.

અગાઉ તેમજ હાલ પણ જો કોઈ પુરૂષ પ્રખ્યાત થતો, તો તેના ગુણ, અવગુણો, તેના મરણ પછીજ પ્રકાશમા આવતા અને તે જગતના મોઢામા રમતો થતો, છતા પણ હાફીઝ પોતાના જીવનમાજ જગબત્રીસીએ ચઢી ચુકયા હતા તેઓ ફકત ઈરાનમાજ પ્રખ્યાત હતા, એટલુજ નહીં પણ બગદાદ, ઈરાક, હીંદ, અને બ ગાળમા પણ તેમના નામની માળા માણસો જપતા હતા

અગાઉના સમયમા હાલ જેમ આપણે સુખ શાતીથી મુસાફરી કરી શકીએ છીએ તેમ મુસાફરી થતી નહોતી હાલ આપણે જેવા વાહનો ધરાવીએ છીએ, તેવા વાહનો અગાઉ નહોતા જેથી વટેમાગુઓને મુસાફરી કરવામા ઘણુજ વીઘ્નો નડતા જેથી તેઓ, પોતાનો માર્ગ સરળપણે કાપવાર્થે હાફીઝે શીરાઝીના કાવ્યો સાથે લઇ જતા અને તેથી તેમના કાવ્યો, શહેરે શહેર, અને ગામે, ગામ ફેલાયા.

હાફીઝના કાવ્યો વટેમાર્ગુઓ થકી ગામેગામ ફેલાયા, અને છેવટે રાજા મહારાજાઓના દરબારમા પણ પહોચ્યા, તે એટલે સુધી કે તેવા રાજાઓને હાફીઝને જોવાની અભીલાષા થઇ અને દુર દુરથી તેઓ હાફીઝને અમુલ્ય ભેટો મોકલતા, અને તે સાથે પોતાની ઇચ્છા પણ જણાવતા હાફીઝ તેઓની ભેટો સ્વીકારતા પણ તેઓને મળવા જવાનો વિચાર નજ કરતા

સુલતાન અહમદ જલાએર ઇલ્કાની નામી રાજાને પણ હાફીઝને એક વખત જોવાની ઇચ્છા થઇ, અને તેણે હાફીઝને બગદાદમા બોલાવવાનો નિશ્ચય કર્યો તરતજ તેણે અમુલ્ય ભેટો સહીત એક પત્ર સાથે પોતાના માણસને તેમને તેડી લાવવા શીરાઝ રવાના કર્યો હાફીઝ, શીરાઝને છોડી કયા પણ જવાને રાજી નહોતા. તેથી તેમણે તે પત્ર લાવનાર માણસને એક કડી રચી આપી અને તે કડી સુલતાનને આપવા કહી. જે નીચે પ્રમાણે હતી

**ગરચે દુરીમ બયાદે તો કદહ મી નોશીમ,**
**બુ'દ મઝાલ નબુવદ દર સફરે રૂહાની,**

## ભાષાંતર.

જો કે અમે તારાથી ઘણા છેટે છીએ, છતા પણ તને યાદ કરી અમે મદપાન કરીએ છીએ જેથી તારા અને અમારા વચ્ચે કાઇ ઘણો છેટો નથી.

## કુતુબુદ્દીન મહમુદ.

શાહ શુજાનો એક ભાઈ પણ હતો, જે કુતુબુદ્દીન મહમુદના નામે ઓળખાતો હતો અને ઇસ્ફહાનના રાજ્યાસનનો અધીકારી હતો

શાહ શુજા અને કુતુબુદ્દીન મહમુદ બને એકજ પિતાના પુત્રો હોવા છતા, માહોમાહે વઢતા હતા આ બન્ને બધુઓમા યુદ્ધ થતા શાહ શુજાનો પરાજય થયો, અને કુતુબુદ્દીન લડાઇ

જીત્યો, તેનુ કારણ એ, કે, સુલતાન અહમદની (જે વિષે આપણે ઉપર વાચી આવ્યા છીએ) એક બહેનના લગ્ન કુતુબુદ્દીન સાથે થયા હતા. જેથી આ બગદાદના રાજાએ પણ કુતુબુદ્દીનને યુદ્ધ સમયે મદદ આપી હતી

યુદ્ધમા શાહ શુજાનો પરાજય થતા, તેણે સુલેહ કરવાની ઈચ્છા દર્શાવી, અને એક વખત ફરી આ બન્ને બધુઓ શત્રુ મટી મિત્ર થયા.

બન્ને બધુઓમા સુલેહ થવાને થોડાજ દીવસ થયા હશે, કે ઇસ્ફહાનનો રાજા કુતુબુદ્દીન સૌથી વડા શહેનશાહ પરમ કૃપાળુ પરમાત્માને જવાબ આપવા માર્ગે પડયો

બધુના પરલોકવાસી થતા શાહ શુજાએ એક ગઝલ રચી જે નીચે પ્રમાણે હતી

> મહમુદ બરાદરમ શહે શેરે કમી,
> માકર્દ ખુસુમત અઝપએ તાજે નગી,
> કરદેમ દો બખ્શ તા બયા સાયદ ખલ્ક,
> ઊ ઝેરે ઝમી ગીરફ્તો મન રૂએ ઝમીં;

મારો ભાઇ મહમુદ જે ઝાડીના વાઘ સમાન હતો, તે મારી સાથે રાજ્યમુદ્રીકા અને તાજ માટે લડયો આ બન્ને ચીજો મે તેને અર્પણ કરી કે જેથી જગતને શાતી મળે આ બન્ને વસ્તુઓ તેને ધરતી હેઠળ મળી જ્યારે મને ધરતી ઉપર મળી

કુતુબુદ્દીન મહમુદના પરલોકવાસી થયા પછી શાહ શુજાને

સુલતાન અહુમદ પાસેથી બદલો વાળવાની ઈચ્છા થઇ, અને ફરી પાછા આ બન્ને રાજાઓ રણભુમીમા ઉતરી રક્તની નદીઓ વ્હેવરાવવા લાગ્યા

ખાજા હાફીઝે શીરાઝી બગદાદ ન ગયા, અને સુલતાન અહુમદને એક કાવ્ય રચી મોકલી આપ્યુ, તેનુ કારણ પણ કદાચ આ બન્ને રાજાઓ વચ્ચેના વૈરભાવ હોઈ શકે નહી, તો હાફીઝ પોતે બગદાદ જવા ઇચ્છતા હુતા એમ તેમની એક કડી ઉપરથી જણાઇ આવે છે તેઓ કહે છે કે—

રહુન બુર્દીમ બ મકસુદે ખુદ અદર શીરાઝ
ખુર્રમ આન રોઝ કે હાફીઝ રહે બગદાદ કુનદ.

## ભાષાંતર.

શીરાઝમા રહી અમે અમારી મતલબ સુધી પહોચી ન શકયા, તેજ દીવસ બહુ સારો હશે જે દીવસે હાફીઝ બગદાદ જવા નીકળશે

## એમાદુદ્દીન મહમુદ.

સુલતાન કુતુબુદ્દીન મહમુદના પ્રધાન એમાદુદ્દીન મહમુદને પણ હાફીઝ શીરાઝીના દર્શન કરવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ અને તેમણે હાફીઝને આમત્રણ કયુ છતા પણ દેશના લડાઇ, ઝઘડા, અને ફંકાસને લીધે હાફીઝે તેમનુ આમત્રણ નજ કબુલ્યુ અને જેમ સુલતાન અહમદને તેમણે કાવ્ય રચી મોકલી આપ્યુ હતુ, તેમ આ પ્રધાનને પણ એક ગઝલ

રચી મોકલી આપી, જે ગઝલ "બહારીયા" ના નામે પ્રખ્યાત હતી જે નીચે પ્રમાણે છે—

> ફુતુ કે દર ચમન આમદ ગુલઝ અદમ બ વુજુદ,
> બનફશાં દર કદમે ઉ નેહાદ સર બસુજુદ. ૧
> બેનોશ જામો સુરાહી બનાલએ દફો ચંગ,
> બેબુસ ગબગબે સાકી બ નગમએ નચોરૂદ. ૨
> ચો ગુલ સવાર શવદ બર હવા સુલયમાં વાર
> સહર કે મુર્ગ દર આયદ બ નગમએ દાઉદ. ૩
> ઝે દસ્તે શાહેદ સીમી ઓઝાર ફસાદમ,
> શરાબ નોશો રેહા કુન હદીસે આદો સમુદ. ૪
> જહાં ચુ ખુલ્દે બરીં શુદ બદૌરે સૌસનો ગુલ,
> વલે ચે સુદ કે દર વય ન મુમકીનસ્ત ખુલુદ. ૫
> બે દૌરે ગુલ મનશી બે શરાબો શાહેદો ચંગ,
> કે હમચુ દૌરે બકા હફતેઈ બુવદ મઅદુદ. ૬
> બખાહ જામે સુબુહી બયાદે આસીફ અહદ,
> વઝીરે મુલ્કે સુલયમા એમાદ દી મહમુદ. ૭

## ભાષાંતર.

(૧) વસંત રૂતુના પુષ્પો પરલોકમાથી આ લોકમા આવ્યા છે. અને બનફશાના પુષ્પોએ પોતાના મસ્તકો તેમના ચરણમા નમાવ્યા છે

(૨) ચંગ અને દફ (વાજીંત્રો) ના મધુરા સરોદો વચ્ચે

મદીરા પી, અને વાસળી તેમજ નદીના ગાનતાન વચ્ચે સાકી (માશુક) ના મધુરા ગળા ઉપર ચુબન કર

(૩) પ્રભાત કાળની બાગ આપતા કુકડાનો અવાજ વાયુ સાથે એવી રીતે મારા કાને અથડાય, જેવી રીતે સુલયમાન ( મુસલમાનોના પયગમ્બર ) નો રાજ્યાસન વાયુ ઉપર ઉડયો હતો

(૪) ઈસુ ખ્રિસ્તના શ્વાસવાળી પ્રિયાના હાથે મદીરા ઉડાવ અને આદ તેમજ સમુદની રામકહાણીને બાજુએ મુક (આદ અને સમુદ આ બે કામો કુદરતના હાથથી નાશ પામી હતી.)

(૫) સોસન અને ગુલાબના પુષ્પો થકી આ લોક સ્વગ સમાન દીપી રહ્યુ છે પણ તેથી શુ ? તેમા હમેશાનુ જીવન નથી, અથવા તો નાશવત છે, એટલે કે વસત રૂતુ પછી તરતજ પાનખર રૂતુ આવી જશે

(૬) વસત રૂતુમા મદિરા, પ્રિયા, અને ચગ (વાજીત્ર) વિના બેસતો ના કારણ કે, જીવન આગળીના વેઢા ઉપર ગણી શકાય એટલુ ટુકુ છે

(૭) સુલયમાનના શહેરના પ્રધાન જેવા એમાદુદ્દીન મહમુદની યાદમા પ્યાલો પીઓ

## સુલતાન મહમુદ શાહ.

ઉત્તર હિદુસ્તાનમા હાફીઝના સમયમા એક રાજા રાજ્ય ક તો હતો, જે સુલતાન મહમદશાહ બહમનીના નામે ઓળ-

આતો હતો અને મીર ફૂઝલુલ્લા નામી એક પુરૂષ આ રાજાનો પ્રધાન હતો

મીર ફઝલુલ્લા હાફીઝના નામને લાબા સમયથી સાભળતો આવ્યો હતો, અને તેમને એક અચ્છા કવિ તરીકે ઓળખતો હતો, જેથી તેને આ બુલબુલને ભેટવા અને તેના મુખદર્શન કરવાની ઇચ્છા થઇ

સુલતાન મહમુદશાહની આજ્ઞા મેળવી તેના વિદ્વાન પ્રધાને હાફીઝને એક પત્ર લખી મોકલી આપ્યો અને તે પત્ર સાથે કેટલીક ભેટ સોગાદ પણ મોકલી, હાફીઝને દખણમા પધારવા આગ્રહ કર્યો

હાફીઝને તે પત્ર અને ભેટ મળી, અને તેમણે તે ભેટમાથી પોતાના કરજદારોને કરજ ચુકવી આપ્યો, અને બાકી બચ્યુ તે પોતાના ભાણેજને આપી દીધુ અને ફકત થોડાક સીક્કાઓ સાથે લઇ આ બુલબુલ હિદુસ્તાનની મુસાફરીએ નીકળી પડયો. માર્ગમા પૈસા ખુટયા, અને હાફીઝ નિરાશા રૂપી સમુદ્રના મોજાઓમા અથડાવા લાગ્યા

હાફીઝને ચિતા ઉત્પન્ન થઈ, પણ તે ચિંતા વધુવાર ટકી શકી નહીં, કારણ કે જે વહાણમા હાફીઝ માર્ગ કાપતા હતા તેજ વહાણમા બે સોદાગરો પણ હિદુસ્તાન જવા ચઢી બેઠા હતા, જેમાના એકનુ નામ ' શેખ ઝયનુલ આબેદીન " અને બીજાનુ નામ " મોહમ્મદ ગઝરૂની " હતુ

આ બન્ને સોદાગરોએ હાફીઝને મદદ આપી અને છેવટે હાફીઝે શીરાઝી, શીરાઝ છોડી "હોરમઝ" બદરે પહોચ્યા.

"હોરમઝ" બંદર ઉપર ઉતરી તેઓ દખણ જવા વહાણ ઉપર સ્વાર થયા, પણ દુર્ભાગ્ય હુજી વહાણ કીનારો છોડવા પણ નહોતો પામ્યો કે, એક ભયંકર તોફાન ચઢી આવ્યું, અને પુન તે વહાણ કીનારે લાગરવામા આવ્યો હાફીઝ પણ એક વાર પાછા "હોરમઝ"મા ઉતરી પડયા, અને હિંદુસ્તાન જવાનો વિચાર માંડી વાળ્યો છતા હાફીઝે એક ગઝલ લખી તેના નવીન મિત્રો શેખ ઝયનુલ આબેદીન અને મોહમ્મદ ગાઝરૂનીના હાથે મીર ફઝલુલ્લાહને મોકલી આપી જે નીચે પ્રમાણે હુતી

દમે બાગમ બસર બુદન જહા યકસર નમી અર્ઝદ,
બમય બફરોશ દલ્કેમા કઝીન ખુશતર નમા અર્ઝદ, (૧)
બકુએ મયફરોશાંનશ બજામે બર નમી ગીરદ,
ઝહે સજ્જાદએ તકવા કે યક સાગર નમી અર્ઝદ, (૨)
શીકોહે તાજે મુલ્તાની કે બીમે જા દરો દર્જસ્ત,
કુલાહે દીલકશસ્ત અમ્મા બતર્કે સર નમા અર્ઝદ, (૩)
રકીબમ સરઝનીશહા કર્દ કઝીદ બાબ રૂખ પરતાબ,
ચે ઉફતાદ ઈ સરે મારા કે ખાકે દર નમી અર્ઝદ, (૪)
તોરા આંબે કે રૂએ ખુદ ઝે મુશ્તાકાં બપોશાની,
કે સબ્હાએ જહાં દારી ગમે લશ્કર નમા અર્ઝદ, (૫)
બેમુ ઈ નકશે દીલ તંગી કે દર બાઝારે યકરંગી,
બનેઅમતહાએ ગ્નાગુ મયે અહમર નમી અર્ઝદ, (૬)
દયારો, યારો, મર્દુમરા મુકય્યદ મીકુનદ લેકીન,
ચે જાએ પાર્સ કી મહેનત જહાં યકસર નમી અર્ઝદ; (૭)

**બસ આસાં મીં નમુદ અવ્વલ ગમે દરીયા બબુએ સુદ,**
**ગલત ગુફતમ કે હર મોજશ બસદ ગૌહર નમી અર્ઝદ; (૮)**
**બેરવ ગજે કનાઅત જુ બકુજે આફીયત બેન્શીન,**
**કે યકદમ તગ દીલ બુદન બબહેરો બર નમી અર્ઝદ; (૯)**
**ચો હાફીઝ દર કનાઅત કોશો અઝ દુન્યાએ દુ બેગુઝર,**
**કે યકજવ મીન્નતે દુનાં બેસદ મનઝર નમી અર્ઝદ; (૧૦)**

## ભાષાંતર.

(૧) અલ્પ કાળના દુ ખ આગળ અખિલ સૃષ્ટિ કુચ્છ બીસાદમા નથી મદીરા માટે મારા જભ્ભાને વેચી નાખ કે એથી વધુ મારી કિંમત થઇ ન શકશે

(૨) મદીરા વેચનારાઓના મહોલ્લામા તેને એક પ્યાલાના બદલામા પણ કોઈ ગણતુ નથી અહુ ! આ ભકિત કરવાની સાદડી શા કામની ? જ્યાગે તેને કોઈ એક પ્યાલાના બદલામા પણ ગણતુ નથી ''

(૩) રાજ્ય છત્ર કે જેમા પ્રાણના જોખમ સમાયેલા છે, તે ટોપી તો અતિ ઉત્તમ છે, પણ મસ્તક જવાની ધાસ્તી સામે કુચ્છ બીસાદમા નથી

(૪) મારા હરીફે આ દરવાજા ઉપરથી ખસી જવા માટે મને અનેક ગાળો ભાડી વાહ, એ પણ ઠીક, શુ અમારૂ માથુ, તે દરવાજાના ઉંબરની રજની પણ કીંમત રાખતુ નથી ?

(૫) તને એજ ઠીક થઇ પડશે, કે તુ તારા પ્રેમીઓથી

પોતાને સતાડી રાખ, કારણ કે રાજ્ય વૈભવનો વિચાર સૈન્યની કળાકુટ આગળ કુચ્છ બીસાદમા નથી

(૬) તારા મનમા આ એક રગી (મદીરા) બજારની ચિતા છે, તેને દુર કર કારણ કે જ્યા વિવિધ જાતની અલૌકીક વસ્તુઓ પ્રાપ્ત થઇ શકે, ત્યા આ એક ગુલાબી મદીરાની શી કીંમત થઈ શકે ?

(૭) દેશ અને મિત્રોનો પ્રેમ માણસને બધન યુકત રાખે છે, છતા ફારસનુ શુ પુછવુ કે તે શહેર આગળ અખિલ જગત કુચ્છ બીસાદમા નથી

(૮) લાભ થવાના લોભે, સમુદ્રની મુસાફરી પ્રથમ તો બહુજ સ્હેલી લાગી, પણ હુ ભુલ્યો, હવે તો તે સમુદ્રના એક એક મોજા સામે અમુલ્ય જવાહેરાતો કુચ્છ બીસાદમા નથી

(૯) જા ! અને સહનશીલતા ધારણ કરી એક ખુણામાં બેસ, કારણ કે એક પળના દુખ આગળ જગતનો સુખ કુચ્છ બીસાદમા નથી

(૧૦) હાફીઝની જેમ સહનશીલતાના ભડારમા વૃદ્ધી કરવા પ્રયત્નો કર અને આ ક્ષણ ભગુર સસાર ઉપરથી હાથ ઉઠાવી લે, કારણ કે એક નીચ પુરૂષનો તલ જેટલો આભાર સો મણ સુવાનુ આગળ કુચ્છ બીસાદમા નથી

મીર ફઝલુલ્લાહને તે ગઝલ મળતા, તેણે વાચી અને હાફીઝ ઉપર વીતેલી કહાણી વિષે સુલતાનને પરિચિત કર્યા.

સુલતાન બહુજ દીલગીર થયો, અને પોતાના પ્રધાનને કહ્યુ, " પ્રધાન, હાફીઝ આપણને મળવાના ઈરાદાએજ શીરાઝમાથી નીકળ્યા હતા પણ અફસોસ, કે આપણા દુર્ભાગ્યે તેમને આપણા સાથે ન મેળવ્યા, માટે હાફીઝને આપણે ન મળ્યા તોએ તેમને હિંદુસ્તાનની અમુલ્ય વસ્તુઓ ભેટ દાખલ મોકલી આપો "

મુલતાનની આજ્ઞા મળતા મીર ફઝલુલ્લાહે " મોહમ્મદ કાસીમ મશહદી " નામી માણસ સાથે હાફીઝને અમુલ્ય ઝવાહેરાતો તેમજ અન્ય વસ્તુઓ મોકની આપી

વાચકોને ધ્યાન હશે, કે હુ અગાઉ સુલતાન ગયાસુદ્દીન-વિષે કાઇ લખી ચુકયો છુ, જેને હાફીઝે પોતે ન મળતા તેના ગુલામ યાકુત સાથે એક ગઝલ લખી મોકલી આપી હતી, પણ અગાઉ હાફીઝની કહેવી ગઝનની એક કડી મે લખી છે, જયારે અત્યારે હુ તે આખી ગઝલ અહી ટાકી લેવાની રજા લઉં છુ, અને તે ગઝલ નીચે પ્રમાણે છે

**સાકી હદીસે સરો, ગુલો લાલા મીરવદ,**
**વી બહસે બાસલાસા ગસ્સાલા મીરવદ, (૧)**
**મય દેહ કે નૌ ઉરૂસે જહા હદે હુસ્ન યાફત,**
**કારઈ ઝમાં બસનઅતે દલ્લાલા મીરવદ, (૨)**
**આ ચશ્મે જાદુ આનએ આબીદ ફરેમ બી.**
**કશ કારવાને સહર બ દુબાલા મીરવદ, (૩)**
**બાદે બહાર મીવઝદઝ બોસ્તાને શાહ,**
**વઝ ઝાલા બાદહ દર કદહે લાલા મીરવદ; (૪)**

તૈયે મકા બીર્મી વઝમાને સુલુકે શાઅર
કી તીફ્લે યક શબા રહે યકસાલા મીરવદ, (૫)
શકકર શીકન શવદ હમા તુતીયાને હીંદ,
ઝી કન્દે પારસી કે બબગાલા મીરવદ, (૬)
હાફીઝ ઝે શૌકે મજલીસે સુલતા ગેયાસદીન,
ખામુશ મશવ કે કારે તો અઝ નાલાં મીરવદ. (૭)

## ભાષાંતર.

(૧) હે ! સાકી, સરો, ગુલ અને લાલાની વાત હવે સમાપ્ત થાય છે એ સઘળુ આ ત્રણે અગોળ કગવનારીઓની સાથે જાય છે

(૨) મને મદીરા આપ કે વસતની બહાર હવે હદ સુધી પુગી ગઈ છે કારણ કે, આજકાલના સઘળા કાર્યો બુધીશાળી સ્ત્રી (મદીરા) થીજ પુરા થઈ શકે છે

(૩) તે કામણગારા નેત્રો જે મહાન તપસ્વીને પણ પોતાની જાળમા લાવી શકે, તેને જુઓ તો ખરા કે જાદુનુ સૈન્ય તેની પાછળ, પાછળ જાય છે

(૪) બાદશાહના બગીચામાથી બહારનો પવન નીકળે છે અને તે બગીચાના વૃક્ષોની ડાળીઓમાથી મદીરા ઝરી ( પ્યાલા રૂપી પુષ્પ ) લાલામા જઇ રહયો છે

(૫) શાએરીની ચાલેલી હવાનો ઝમાનો જુઓ, કે, આ એક રાતનો અવતરેલો બાળક એક વર્ષના માર્ગની મુસાફ-રીએ જઇ રહયો છે

(૬) હિંદના સઘળા તોતા ( એક જાતનુ પક્ષી ) સાકરના મીઠાસને પણ બાજુએ મુકનાર નીવડશે, કારણ કે હવે આ પ્રારસની સાકર બગાળે જઇ રહી છે

(૭) હાફીઝ ! ગીયાસુદ્દીનની મીજલસમા જો તુ જાય તો ચુપ નજ રહેતો કારણ કે તારૂ કાર્ય કાંઇ બોલવાથીજ પુર્ણ થઇ શકશે

સુલતાન ગીયાસુદ્દીન માટે એમ કહેવામા આવે છે, કે, તે એક સમયે માદા પડયો, અને તે એટલો તો પીડાવા લાગ્યો કે માણસોને તેની આશા પણ નહોતી આ સુલતાન પાસે ત્રણ લોડીઓ હતી, જેના નામો અનુક્રમે " સરો " " ગુલ " અને " લાલા " હતા

આ ત્રણે ગુલામડીઓએ સુલતાનની માદગીમા તેની સારી ચાકરી કરી હતી અને તેમની તે અથાગ મહેનતનુ પૂળ તેમને મળ્યુ, અને રાજા સારો થયો

સુલતાનના સારા થયા પછી, આ ત્રણે બાળાઓ તેને રોજ અગોળ નહવરાવતી, જેથી રાજા તેઓ પ્રત્યે માન, અને મીઠાશની દ્રષ્ટિએ જોવા લાગ્યો

રાજાની વર્તણુક બદલાતા, શાહી, બેગમોને ચિંતા ઉત્પન્ન થઇ અને સઘળી બેગમો, આ ગુલામડી બાળાઓની શત્રુ બની અને તેઓ આ ત્રણેને "ગસ્સાલા" એટલે નહવરાવનાર તરીકે બોલાવવા લાગી ( "ગસ્સાલ" એટલે મડદાને નહવરાવ- નાર પણ થાય છે,")

સુલતાન ગીયાસુદ્દીને જ્યારે આ વાત સાંભળી ત્યારે તે હસ્યો અને તેના મુખદ્વારા અચાનક એક શએર નીકળી પડયો, જે નીચે પ્રમાણે હતો -

સાકી હદીસ "સરો" "ગુલો" "લાલા" મીરવદ,

ઉપરોકત શએર તે બોલતા તો બોલ્યો, પણ આખી કડી તે પુરી કરી ન શકયો જેથી તેણે તે શએર હાફીઝ પાસે મોકલી આપ્યો, હાફીઝે તે શએર જોઈ નીચે પ્રમાણે બીજો શએર જોડી અધુરી કડીને પુરી કરી

સાકી હદીસ "સરો" "ગુલો" "લાલા" મારવદ,
વી બહસે બા સલાસા ગસ્સાલા મીરવદ,

અને તે અધુરી કડીને પુરી કર્યા પછી, એમજ મોકલી ન આપતા હાફીઝે શીરાઝીએ આખી ગઝલ રચી યાકુત સાથે મોકલી આપી હતી, જેમા પહેલી કડી હાફીઝે પુરી કરી બાકીના કાવ્યો વધારામા ઉમેર્યા હતા

## બુલબુલે શીરાઝ કોણ હતા ?

ખ્વાજા હાફીઝે શીરાઝી એક સુફી અને ઇશ્વર ભકિતમા આનંદ માનનારા મહા પુરૂષ હતા. હાફીઝના ગુરૂદેવ કોણ હતા ? તેનો પત્તો હજી સુધી મળી શકયો નથી છતા પણ ઐતિહાસીક બાબતોથી એમ સીધ્ધ થાય છે, કે ખ્વાજા બહાઉદ્દીનને હાફીઝ પોતાના ગુરૂદેવ તરીકે માનતા હતા

જ્યારે ખ્વાજા બહાઉદ્દીન બુખારાથી હજ માટે જવા નીકળ્યા ત્યારે તેઓ થોડાક દીવસો શીરાઝમા પણ રહી ગયા

હતા અને હાફીઝે પોતાના ગુરૂદેવ માટે એક ગઝલ લખી જેમાની એક કડી નીચે પ્રમાણે છે —

મુઝદએ દીલકે મસીહા નફસે મી આયદ,
કે ઝે અન્ફાસે ખુશશ બુએ કસે મી આયદ.

## ભાષાંતર.

હે મન ! તુ રાજી થા કે તારા માટે એક મડદાને જીવાડનાર આવી રહયો છે કે જેના શ્વાસથી કોઇ પ્રિયાનો પત્તો લાગે છે

માત્ર એક જગ્યાએજ નહીં પરંતુ અનેક જગ્યાએ હાફીઝે પોતાના ગુરૂદેવ ખ્વાજા બહાઉદ્દીન માટે લખ્યુ છે અને તેવી ગઝલોમાની એકમાથી એક કડી હુ અત્રે ટાકી લેઉ છુ

બારે ગમ કે ખાતીરેમા બસ્તા કર્દ બુદ,
ઇસા દમે ખુદા બફેરીસ્તાદો બર ગીરફ્ત.

## ભાષાંતર.

તે દુઃખરૂપી બોઝો જેણે અમને કટાળામા આણ્યા હતા તે કટાળાને દુર કરવા ઇસુ ખ્રિસ્તીના શ્વાસવાળો ઇશ્વરે મોકલ્યો હતો, જે પાછો લઇ લીધો છે

એક બીજી જગ્યાએ હાફીઝ એજ ગુરૂદેવ માટે કહે છે કે —

રવાકે મઝરે ચશ્મેમન અશીયાનએ તોસ્ત
કરમ નુમાંદ ફ્રોદ આં કે ખાના ખાનએ તોસ્ત

## ભાષાંતર.

મારા ચક્ષુની કીકીઓ તારા રહેવ માટે હાજર છે, કૃપા કરી તુ તેમા ઉતારો લેકે તે તારૂંજ ઘર છે

કેટલાક ગ્રથકારો શકા દર્શાવતા કહે છે, કે, જ્યારે હાફીઝ અને સાદી મહાત્મા હતા, ત્યારે તેઓ પોતાની ગઝલમા દારૂ અને પ્રેમ વર્ણન કેમ કરી શકયા? કારણ કે જ્યા સુધી તેવા અનુભવો માણસ ન અનુભવે ત્યા સુધી તે, એવા સરસ શબ્દોમા કદી પણ તેના વખાણો કે વર્ણન નજ આલેખી શકે, એક રીતે જોતા તેવી શકા વ્યાજબી કહેવાય પણ તેથી વેગળા જતા તેવી શકા દર્શાવનારાઓએ માત્ર કવિ એટલે શુ તેજ સમજવાના પ્રયત્નો કર્યા હોત તો તેમને તેવી શકા દર્શાવવા માટે એકે કારણ નજ રહેત તેવા લેખકોની શકાનો નિર્ણય કરતા આજે આપણે કવિ એટલે શુ? તે સમજી પુન હાફીઝનુ જીવન વૃતાત જાણવા આગળ વધીશુ

એક સમયે આગ્રામા કવિઓની સભા ભરાઇ જેમા એક લગભગ ત્રણ મણનુ વજન ધરાવતા જાડા કવિરાજ આવી બીરાજ્યા, અને સભાની શરૂઆત થતા, તેમણે એક કડી નીચે પ્રમાણે કહી સભળાવી.

ઇસ દરજા રજે હીજ્રને લાગીર કીયા મુજે
બીસ્તરપે આકે ઢુઢ રહી હય કઝા મુજે

## ભાષાંતર

વિયોગના દુ ખે મને એવો નબળો કરી નાખ્યો, કે, મૃત્યુ મને મારી પથારી ઉપર શોધી રહ્યુ છે

હવે ઉપરોકત કડીથી સ્હેજ સમજી શકાશે, કે તે કવિરાજ પોતે કેટલા જાડા હતા, અને પોતાની રચેલી કડીમા પોતાને કેટલા નિર્મળ દેખાડયા છે તેવીજ રીતે કવિ જે કાઇ પણ બોલે છે, તેવો ભલે તે ન હોય છતા તે જે કાઈ બોલ્યો છે, તે કાઇ અર્થ તો ધરાવે છે, ફરક માત્ર આપણી સમજનો છે, કે આપણે તે ગઝલના કે કવિતાના અર્થ સમજી શકતા નથી. અને સમજ્યા વિના ગમે તેવા તર્કો બાંધી બેસીએ છીએ

આ એકજ દાખલા ઉપરાત હવે આપણે એક બીજોજ એવો દાખલો લઈશુ. અને કવિ કેવા હકો ધરાવે છે, તે જોઇશુ.

એક સ્રી કવિ જેનુ ઉપનામ અથવા તખલ્લુસ "તાજવર" હતુ, જે એક ઉંચ કુળની બાનુ હોઈ બહુજ અચ્છી શાએરી કરી શકિત તે એક જગ્યાએ કહે છે, કે —

**નહીં ચયન આતા ઉસે એક દમભી,**
**હુવા 'તાજવર" જબસે શયદા કીસીકા.**

હવે આ કડીમા "હુવા તાજવર જબસે શયદા કીસીકા" આ લાઈનને જોતા અને તેના રચનાર પ્રત્યે નીહાળતા કેટલો

ફરક જણાય છે? એક સ્ત્રી આ કડીમા પોતાને પુરૂષ તરીકે ઓળખાવે છે, અને તેમ કરવા માટે એક કવિ હક ધરાવે છે વળી જે કાવ્યો લખવામા આવ્યા છે, તેના અર્થ શબ્દે શબ્દ લેતા જો આપણે ખરી મતલબ મેળવી શકતા હોત અને એમ દરેક કવિઓ ખુલ્લી રીતે સમજાવી ગયા હોત, તો એ સ્ત્રી કવિ "હુઇ તાજવર જબસે•શયદા કીસીકી" એમ લખત પણ, ના તેણે પોતાને સતાડી રાખી શાએરીના માર્ગમા પુરૂષ તરીકે બહાર પડી, છતા અસલમા તો તે એક સ્ત્રીજ હતી તેવીજ રીતે ખાજા હાફીઝ જો પોતાના કાવ્યોમા મદીરા અને પ્રેમ વર્ણન કરી ગયા, અને બહુજ અચ્છી રીતે તેઓ તેનુ વર્ણન કરી શકયા તેથી, તેમને એક દારૂડીઓ કે રગીલો પ્રેમી સમજી લેવુ એ માત્ર મુર્ખાઈજ છે, અને આવી રીતે સમજ્યા વિના અર્થ ઠોકી બેસાડવામા તેવા ગ્રથકારોએ અન્યાય કર્યો છે હાફીઝ શીરાઝી માટે આ એકજ વાત ઉપ-રાત બીજા પણ આરોપો મુકવામા આવ્યા છે, જેમાના થોડાક વાચકો પહેલા વાચી ચુકયા છે, તેવા આરોપોમાનો એક હવે હુ નીચે ટાકી લઉ છુ. અને તે આરોપ ખરો છે, કે, ખોટો તે સબધે ન્યાય આપવાનુ માત્ર પ્રજાની મરજી ઉપર મુલ-તવી રાખુ છુ

એક અગ્રેજ ગ્રથકાર પોતાને વિદ્વાન તરીકે ઓળખાવી હાફીઝ માટે લખે છે, કે, હાફીઝ શાહ શુજાઅ પાસે બેસનારા એક છોકરાને ચાહતા હતા એક દીવસે તેઓ આ છોકરાને સાથે લઇ એકાતમા બેસી વાર્તાલાપ કરી રહયા હતા. અને

મદીરાથી છલકાતો પ્યાલો સ્વહસ્તે પેલા છોકરાને પીવરાવવાની તૈયારીમા હતા, એટલામા શાહ શુજાઅની દ્રષ્ટિ હાફીઝ ઉપર પડી, અને હાફીઝને પેલા છોકરા સાથે રંગ ઉડાવતો જોઈ તે પોકારી ઉઠયો

**હાફીઝ કરાબા કશ શુદો મુફતી શરાબ નોશ**

હાફીઝ છોકરા સાથે વાતચીત કરવામા એટલાતો મગ્ન હતા, કે, અચાનક આ શએર સાભળી ગભરાઈ ગયા, તોપણ તરતજ હુશીઆરી જાળવી પોકારી ઉઠયા

**દર એહદે બાદશાહ ખતા બખ્શો જુર્મ પોશ,**

ઉપરોક્ત બન્ને કડીઓના અર્થ નીચે પ્રમાણે થાય છે

## ભાષાંતર.

હાફીઝ, મદીરાપાત્ર લઇ જનાર થયા અને મુફતી મદીરા પીનાર નીવડયો.

એવા રાજાના રાજમા કે જે ક્ષમા આપનાર અન શિક્ષા ન કરનાર

હાફીઝની હાજરજવાબી ઉપર શાહ શુજાઅ બહુજ પ્રસન્ન થયો, અને તેણે હાફીઝને ક્ષમા આપી

આ વાત ખરી રીતે જોતા કોઇ ચંડુખાનામા કે ગંજેડી ભંગેડીઓની સભા માટે ખાસ ઘડાઇ હોય એમ મને લાગે છે. આ વાર્તાના ઘડનાર માટે અજ્ઞાનથી અજ્ઞાન પુરૂષ પણ

હલકા વિચારો બાંધ્યા વિના નજ રહેશે એવી મારી દ્રઢ માન્યતા છે.

જો આ કહેવાતા વિદ્વાન અગ્રેજ ગ્રથકારે ફારસનો ઇતિહાસ ઉપાડી જોયો હોત, તો આવી મુર્ખતા તેણે કદી પણ નજ કરી હોત, પણ અહીં તો ભાઈ પડ્યા અગ્રેજ એટલે પુછવુ શું? જે મનમા આવ્યુ તે જોયા વિચાર્યા વિના લખી નાખ્યુ કોઇ પણ જાતની તપાસ કર્યા વિના એવા ગપગોળાઓથી પાના ભરતા ગયા છે, કદાચ તેમને ખબર ન હશે કે, વીસમી સદીના છોકરાઓ તેવા કહેવાતા મહાન ગ્રથકારોની ભુલ પકડવા પેદા થનાર છે, જો તેમને એ વાતની ખબર હોત તો હુ નથી ધારતો કે તેઓ એવા સાહસો કરવા આગળ પડત.

એવી એવી વાતો ઘડાઈ છે, કે કોઈથી મનાય પણ નહીં ઉપરોક્ત વાર્તા માટે બેઘડી વિચારતા આપણે પણ તે વાત માનવાને ચોખ્ખી ના પાડીશુ હાફીઝ જ્યારે તે છોકરા સાથે વાતચીત કરતા હતા, ત્યારે તેઓએ એકાત પણ શોધ્યુ તો કેવુ કે જ્યા શાહ શુજાઅ જોઇ શકે અરે, વાહરે વાહ! લેખક ધન્ય છે તારી બુધ્ધીને અને ધન્ય છે, તારી કલમને, શુ હાફીઝને આખા શીરાઝમા બીજી કોઇ જગ્યાજ ન મળી? કે તેઓ ત્યાજ બેઠા? એતો,

જાસુસે નુલતાં દર કમી-માશુકે સુતતાં દર બગલ

## ભાષાંતર.

ગજાનો જાસુસ શોધમા અને રાજાની માશુક બગલમા
એમજ થયુ

કેટલાક અગ્રેજ ગ્રથકારો જ્યારે ગપગોળા છોડી પુસ્તકના પાના ભરી ગયા છે, ત્યારે વળી કેટલાકોએ ખરી બીનાની પુરતી તપાસ કરી જે સત્ય છે તેજ પ્રજા સમક્ષ મુકયુ છે એક બીજો અગ્રેજ લેખક જે ચાર્લસ સ્ટુવર્ટના નામે પ્રખ્યાત થયો છે, તે ટીપુ સુલ્તાનના પુસ્તકાલયમા જઈ ગ્રથો તપાસી લખે છે કે,

"હાફીઝ ઇશ્વર ભક્તિમાં મગ્ન રહેનાર મહાન પુરૂષ હતા. તેઓ પોતાનો સમય ઇશ્વર ભક્તિમાં ગાળતાં ફારસની પ્રજા તેમને મહાત્મા તરીકે ઓળખતી અને પ્રભુ ધ્યાન કરાવનારી તેમની ગઝલો હોંસે વાચતી."

હાફીઝ પોતે પણ પોતાના આચાર વિચાર સબધે થોડુક લખી ગયા છે. જે પણ તેમના દીવાનમા હયાતી ધરાવે છે, જેમાના થોડાક દાખલાઓ હુ અહીં ટાકી લેઉ છુ એક જગ્યાએ હાફીઝ લખે છે કે,

હર ગજે સઆદતકે ખુદા દાદ બહાફીઝ,
અઝ યમને દોઆએ શબો વિર્દે સહરીબુદ,

## ભાષાંતર.

નેકબખ્તીનો ખજાનો જે ઇશ્વરે હાફીઝને આપ્યો છે, તે,

રાતની પ્રાર્થના અને પ્રભાત કાળના તાપના પ્રતાપે તે મેળવી શકયો છે

એક બીજી જગ્યાએ હાફીઝ કહે છે કે—

**બ હેચ વજહે દીગર નીસ્ત હાજત અય હાફીઝ,**
**દુઆએ નીમ શબો વિર્દે સુબ્હગાહત બસ,**

## ભાષાંતર.

હાફીઝ તને બીજા કોઇના આસરાની જરૂર નથી મધ્ય રાત્રીની પ્રાર્થના અને પ્રભાતકાળનુ તપ તારા માટે પુરતુજ છે.

વાચક ! હાફીઝ માટે ઘડવામા આવેલા ગપાટાઓ તે વાચ્યા, હવે એક બીજી વાત સાભળી લે, અને લેખકોની મુર્ખતા સબધે વિચારી લે આજે હુ તારી સામે તેવી મુર્ખતાનુ પ્રદર્શન રજુ કરૂ છુ, જેમાથી ખરી અને ખોટી વાતો સબધેનુ ન્યાય આપજે

ટોમ્સન વિલીઅમ નામનો લેખક લખે છે, કે અમીનુદ્દીન હુસન નામનો હાફીઝનો એક મિત્ર, જે ઇસ્ફહાનના શ્રીમતોમાનો એક હતો, તેને મળવા માટે હાફીઝ એક દીવસે ગયા પોતાના મિત્રને મળે તે અગાઉ તે વિદ્વાન કવિ તેના ગુલામો પાસે ગયો, અને અમીનુદ્દીનને મળવાની ઇચ્છા જણાવી ગુલામો તે સાભળી હસવા લાગ્યા, અને હાફીઝને દારૂડીઓ સમજી તે કોણ છે, તેની તપાસ કરવા લાગ્યા, અને તે ન્યાયાધીશ ગુલામોની તપાસમા હાફીઝ બહુજ હેરાન

થયા છેવટે જ્યારે અમીનુદ્દીનને તેની ખબર પડી, ત્યારે તે દોડતો કવિરાજ પાસે આવ્યો, અને ક્ષમા યાચી, જે ગુલામોએ તેમને હેરાન કર્યા હતા, તેમને ઘટીત શિક્ષા આપી, ખાજાને માન સહિત ઘરમા લઈ ગયો, ખાજાએ આ વાત સબધે એક ગઝલ લખી છે, જે હું અત્રે ટાકી લેઉ છુ —

**મરા અહદીસ્ત બાજાનાં કે તાજા દર બદન દારમ**
**હવા દારીયે કુયશ રાચુ જાને ખેશતન દારમ (૧)**
**મરા દરખાના સરવી હસ્ત કાન્દર સઅયએ કદદશ**
**ફેરાગ અઝ સરવે બુસ્તાનીવ ગુલહાએ ચમન દારમ (૨)**
**બકાએ આરઝુએ દીલ ચુ દારમ ખીલવતે હાસીલ**
**ચે બાકઝ ખુબ્સ બદગુયા મયાને અજુમન દારમ (૩)**
**ગરમ સદ લશ્કરે ખુબા બકસ્દે દીલ કમીં સાઝદ**
**બહમ્દોલ્લાહ વલ મીન્નહ બુતે લશ્કર શીકન દારમ (૪)**
**ખુદારા અય રકીબ ઈમ્શબ ઝમાને ચશ્મે બરહમ નહ**
**કે મન બા લઅલે નોશીનશ નેહાને યક સુખન દારમ (૫)**
**અલા ઐ પીર ફરઝાના મકુન અયબમ બ મયખાના**
**કેમન દર તર્કે પયમાના દિલે પયમા શીકન દારમ (૬)**
**શરાબે ખુશગવારમ હસ્તો યારે મહેરબા સાકી**
**ન દારદ હેચ કસ યારે ચુની યારે કે મન દારમ (૭)**
**બરીંદી શોહરા શુદ હાફીઝ પસઝ ચ દી વરઅ અમ્મા**
**ચે ગમ દારમ કે દર આલમ અમીનુદ્દી હસન દારમ (૮)**

## ભાષાંતર.

(૧) મે મારી પ્રિયાને એવો કોલ આપ્યો છે, કે, જ્યા સુધી આ દેહમા પ્રાણ છે, ત્યા સુધી તેની ગલી અને માર્ગની યાદ એવી રીતે મારા મનમા સાચવી રાખુ જેવી રીતે હુ મારા પ્રાણ સાચવુ છુ

(૨) મારા ઘરમા એક સરોવરનુ વૃક્ષ છે કે જેના શીતળ આસરા હેઠળ હુ એવી તો શાન્તી મેળવુ છુ જેવી રીતે હજારો રગના પુષ્પો વગરના ઉપવનમા મેળવી શકાય

(૩) હુ મારા ઘરના ખુણામા મારી હૃદય ઇચ્છાઓ પુર્ણ કરી રહ્યો છુ, ત્યારે બનામા એવી ભલાઇ બુગઇ કરનારાઓની મને શી બ્હીક

(૪) જો મને સૌદર્ય ધરાવનારાઓના એકસો સૈન્યો પોતાના શીકાર બનાવે તો આભાર છે તે ઇશ્વરનો કે હુ એક એવી વસ્તુ (દીલ) ધરાવુ છુ કે જે આ સૈનિકોનો પરાજય કરી શકે

(૫) ઇશ્વરને ખાતર હે ! હરીફ આજની રાત તો થોડી વાર માટે તારા નેત્રો બધ કર, કે હુ આજે તેનાથી (પ્રિયાથી) કાઈ ગુપ્ત વાતો સાભળવા માગુ છુ

(૬) એ હુશીઆર બુદ્ધા (તારી બુધ્ધિ ઠેકાણે રાખ) મને દારૂના પીઠામા જવા માટે ના નહી પાડ કે હુ મદીરાને મુકી દેવા માટે એક સોગન તોડનાર હૃદય ધરાવુ છુ

(૭) એક સ્વાદીષ્ટ મદીરા અને વળી તેની સાથે કૃપાળુ સાકી પણ છે કોઈ પાસે પણ એવા મિત્રો નથી, જેવા હુ ધરાવુ છુ

(૮) કેટલાક દીવસો ઇશ્વર ભક્તિ કર્યા પછી હાફીઝ દારૂ પીનાર તરીકે પ્રખ્યાત થયો છતા મને શી બ્હીક છે! કે હુ આ જમાનામા અમીનુદ્દીન હુસન જેવા મિત્ર ધરાવુ છુ

ઉપર દર્શાવેલ વાતો અને ગઝલ જે હુ લખી ગયો છુ, તેપણ એક ઘડી કાઢેલી બીના છે જે હાફીઝની ગઝલની છેલ્લી કડી ઉપરથી ઉપજાવી કાઢવામા આવી હોય એમ સ્પષ્ઠ જણાય છે કારણ કે હાફીઝ પોતાના મિત્રને મળવા જાય, અને તેના ગુલામો હાફીઝને દારૂડીઓ ગનણી તપાસ કરે, શુ કોઇએ એવા ગુલામો પણ દીઠા કે સાભળ્યા છે, જેઓ ન્યાયાધીશ તરીકે કોઈને પણ પરાણે પકડી તપાસ કરે? કેટલી મુર્ખાઈ ભરેલી બાબત કે જેને અજ્ઞાન માણસ પણ ખરી કહેવા ના પાડે માત્ર હાફીઝની ગઝલ ઉપરથી વાત ઉપજાવી કાઢવામા આવી પણ તેવા ગપાટીઆઓએ તે ગઝલ શામાટે કહેવામા આવી તેની જરા પણ તપાસ કરી નથી.

હાફીઝ એક એવા પુરૂષ હતા, કે જે વિષે સ્પષ્ટ વર્ણન કરવાની મારામા તો શુ પરતુ વિદ્વાનોમા પણ તાકાત નથી, માત્ર હાફીઝના ધર્મ સબધેજ તેમના મરણ પછી ૨૦૦ વર્ષ સુધી લડાઇ ચાલી, અને અત્યારે પણ તે કવિ કયા ધર્મના હતા, તે આપણે જાણી શકયા નથી જેટલા લેખકોએ તેમના

ધર્મ સબધે જે કાઇ લખ્યુ છે, તેટલા સઘળાઓએ પોતાના ધર્મનો હાફીઝને ગણ્યો છે ત્યારે વળી અત્યારે હુ જો એ ખટપટ વર્ણવા બેસુ તો મારે ઘણી જગ્યા રોકવી પડે, અને વળી તેમા આપણને કાઇ લાભ મળવાનુ નથી. જે માણસના ધર્મ સબધે આજે વર્ષો થયા ચર્ચા ચાલે છે, અને તે ચર્ચાનો અત આવતો નથી. ત્યારે તે પુરૂષને પોતાને ઓળખી કાઢવું મારા જેવા માટે તો ખરેખર અશકય છે અત્યારે આપણે ધાર્મિક ચર્ચામા ભાગ લઈએ તે કરતા કાઇ વધુ ઉપયોગી વસ્તુ મેળવવા પ્રયત્ન કરીએ તો તે વધુ ઉપયોગી નીવડશે, માટે એમના ધર્મ સબધે અહી કાઈ પણ ન લખતા હુ માત્ર જાણવા જેવી બીનાઓ પ્રજા સમક્ષ રજુ કરીશ

ઇરાનના આ સુપ્રસિદ્ધ કવિની જે ગઝલ આજે પણ જગબત્રીસીએ ચઢેલી છે અને ફોનોગ્રાફમા તેમજ અનેક ગવૈયાઓ તેને હોસપૂર્વક ગાય છે તે અહી લખી પુન તેમના જીવન વૃતાતને આલેખવા આગળ વધીશ. આ ગઝલ તેમના દીવાનમા સૌથી પહેલી ગઝલ છે, જે ગઝલની પહેલી કડી યઝીદ નામના પુરૂષે લખી હતી, જે અરબી ભાષામા છે, જેને હાફીઝે ફેરવી નાખી આ ગઝલ પુરી કરી હતી. યઝીદે જે કડી લખી છે તે નીચે પ્રમાણે છે

**અનલ મસ્મુમો માં ઇદી બેતીર યાકીવવલારાકી,**
**અદીર કાસૌંનવના વીલહા અલાયા અય્યોહસ્સાકી;**

## ભાષાંતર.

મને વીષ આપવામા આવ્યુ છે મારી પાસે તેનો ન તો

ઈલાજ કરનાર છે, કે ન તો મત્રનો ભણુનાર, માટે હે! સાકી પ્યાલી પૂરવા દે અને મને પણ એક પ્યાલી આપ

આ કડીને ફેરવી નાખી હાફીઝે પુરી ગઝલ રચી છે, તે નીચે પ્રમાણે છે

**અલા ય અય્યોહસ્સાકી અદીર કાસોંવ વના વીલહા,**
**કે ઇશ્ક આસાં નમુદ અવ્વલ વલે ઉફ્તાદ મુશ્કીલહા; (૧)**
**બબુએ નાફએ કાખીર સબાઝાં તુરરો બુક શાયદ,**
**ઝે તાબે જઅદે મુશ્કીનશ ચે ખુ ઉફ્તાદ દર દીલહા; (૨)**
**બમય સજ્જાદા રગીં કુન ગરત પીરે મુગાં ગોયદ,**
**કે સાલીક બેખબર નબુવદ ઝે 'રાહો રસ્મે મઝીલહા, (૩)**
**મરા દર મઝીલે જાનાં ચે અમનો અયશ ચુ હરદમ,**
**જરસ ફરીયાદ મીદારદ કે બર બદીદ મહમીલહા, (૪)**
**શબે તારીકો, બીમે મવજો, ગરદાબે ચુની હાએલ,**
**કુજા દાનન્દ હાલેમા સુબુક બારાંને સાહીલહા, (૫)**
**હમા કારમ ઝખુદરાઝી બબદનામી કશીદ આખીર,**
**નીહાં કય માનદ આં રાઝે કઝુ સાઝદ મહેફીલહા, (૬)**
**હુઝુરી ગર હમી ખાહી અઝઉ ગાફીલ મશવ હાફીઝ,**
**મતામા તલ્ક મન તહવા દઇદ દુન્યા વઅમહીલહા, (૭)**

## ભાષાંતર.

(૧) હે' સાકી તુ પ્યાલી ફરવા દે કે આપણે મદપાન કરીએ સ્નેહ વ્યહવાર આરભમા સ્હેલ જણાયો, પરતુ પાછળથી અનેક સકટોના અનુભવો થયા

(૨) પાછલા પહોરના શીતળ વાયુએ કસ્તુરીની સુગધી તેના કેશ ગુચ્છોમાથી સર્વત્ર પ્રસારી મુકી ગજબજ કર્યો. તે કેશમાથી નીકળતી સુગધે કેટલાક (પ્રેમિ) હૃદયમાથી લોહી વ્હેરાવ્યા

(૩) જો તારો પીરે મુગા (સાકી–માશુક–ગુરૂદેવ) ભક્તિ કરવાની માદડી મદીરાથી રગી દેવાનુ કહેતો, આજ્ઞા શીરે ચઢાવ, કારણ કે માર્ગ દર્શક (ભોમીયો) માર્ગના રીત રીવાજોથી અપરિચિત હોઈજ ન શકે.

(૪) પ્રિયાના ઉતારાની જગ્યાએ પણ શાતીની એકે ઘડી મે નથી દીઠી જયા ઘટ દરેક પળે ગડગડ કરતો હોય, કે, મહેનીલ (ઉટ ઉપર બેસવાની જગ્યા) બાધી કુચની તૈયારી કરો, ત્યા વળી સુખ અને શાતી કયાથી !

(૫) ઘોર અધારી રાત, ભયકર તોફાની મોજાની બ્હીક અને ડગલે પગલે વીટબણા એવી સામુદ્રિક મુસાફરીમા અમારા શા હાલ ! કિનારે શાતિમા સુનારાઓ અમારા સકટો કયાથી જાણી શકે ?

(૬) સ્વાર્થના પ્રતાપે મારી સઘળી આશાઓ ધુળ થઈ અને હુ હાસીમા આવી પડયો જે માટે સભા મંડાઇ હતી તે ભેદ વળી છાનો રહી શકે ખરો !

(૭) હૃદયની શાતી અને મનના સયોગની અભિલાષા હોય તો હે ! હાફીઝ તેનાથી મોઢુ ફેરવીશ મા જેના ઉપર તારૂ મન ચોટયુ છે, તે તને મળે કે તરતજ જગતનો ત્યાગ કરી યોગ લે

ઉપર્યુક્ત ગઝલની ત્રીજી કડી જોતા તેમા વાચકોને "પીરે મુગાં" એ શબ્દ જણાશે આ નામ એક એવુ નામ છે કે, જે ઘણા ભાઇઓ જાણતાએ ન હશે કે "પીરેમુગાં" એટલે શુ માટે થોડોક સમય તે સમજાવવામા લઇ પછીજ આગળ વધુ

"પીરેમુગાં" એટલે "સાકી" અને સાકી" એટલે કોઇ પણ વસ્તુનો પાનાર પણ સામાન્ય દૃષ્ટિએ જોતા "સાકી" નામ માણસો મદીરા પાનાર માટે વાપરે છે. અને તેમ કરવા માટે તેઓ ખોટા છે મધુ પ્રેમિઓની સભામા પીરેમુગા અને સાકી ખરેખર બહુજ માન ધરાવે છે જેમા પીરેમુગાના ખાસ અર્થ લેતા તે "ચુપ રહેનાર સાકી" એવા થાય છે પીરેમુગાનુ કાર્ય માત્ર એટલુજ છે, કે, તે સભામા બેઠેલા ઓના ખોળામા જઇ બેસે, અને પોતાના કોમળ હસ્તે મદીરા પાય પીરેમુગાના મદીરા પાતા મધુ પ્રેમિઓ આનદ મેળવે છે, કારણ કે તે એક સુદર કુમારીકા હોય છે જ્યારે "સાકી" "પીરેમુગા" થી વીખુટો પડતા માત્ર મદીરાથી છલાછળ ભરેલા પ્યાલાઓજ સુપ્રત કરે છે જેને આપણે ." સાકી " કહી શકીએ

"સાકી"ના અર્થ માત્ર મદીરા પાનારજ નથી થતા, પરતુ દરેક જાતની પ્રવાહી પાનાર એમ થાય છે. તરસ્યાને પાણી પાનાર "સાકી" મધુ પ્રેમીને મદીરા પાનાર "સાકી" તે ઉપ-રાત પ્રેમી પોતાની પ્રિયાના મુખ દર્શનથી શરબત મળેલુ સમજે છે, ત્યારે તેની તે માશુક પણ "સાકી" અને છેવટે

શરાબે તહુર અથવા પવિત્ર પીણાનો પાનાર પણ "સાકી" આવી રીત દરેક જાતની પ્રવાહીના માગનારને "સાકી" નીજ જરૂર પડશે, અને તે તેઓનો ગુરૂદેવ ગણાશે અત્યારે મ્હારા વ્હાલા વાચકો સમક્ષ સાહિત્યરૂપી અમૃતના પ્યાલા ભરી ભરી પાનાર પણ "સાકી"જ હાજર છે. અને સાહિત્ય સેવા બજાવવા દરેક પળે તૈયાર છે

ઉપરોક્ત થોડી ઘણી બાબતોથી સાકી અને પીરે મુગાના અર્થ વાચકો સમજી શકયા હશે ત્યારે હવે ચાલો બુલબુલે શીરાઝ આપણી વાટ જોતા હશે, માટે તેમને મળવા આગળ વધીએ

## કવિરાજની સ્થિતિ સબંધે થોડુંક.

ખાજા હાફીઝ શીરાઝીનુ જીવન મહાત્માઓનુ જીવન હતુ તેઓ પોતાનો સમય ઇશ્વર ભક્તિમા તેમજ બાળકોને કેળવણી આપવામાજ કાઢતા. તેમનુ ગુજરાન માત્ર રાજા મહારાજાઓ પરજ ચાલતું નહોતુ, પણ શાળામા તેઓ બાળકોને શિક્ષણ આપતા ત્યાથી પણ પોતાનો રોટલો પેદા કરતા હતા આ ઉદાર કવિની મીલકત ગરીબો અને લાચારો માટે આશીર્વાદ સમાન હતી, અને પરિચિત તેમજ અપરિચિત માટે તેમનુ દ્વાર દરેક પળે ઉઘાડુ રહેતુ.

હરકે ખાહદ ગોબીયાઓ હરકે ખાહદ ગોબેરો,
ગીરો દારે હાજતો દરબાં બદીં દરગાહ નીસ્ત;

## ભાષાંતર.

જેને આવવુ હોય, તેને કહી દયો કે આવે અને જેને જવુ હોય તેને કહી દયો કે જાય (અહી આવવા જવા માટે દરવાજા ઉપર ઉભેલા) દરબાનની સેવાની જરૂર નથી (એટલે દરબાનને પુછવાની જરૂર નથી)

તે ઉપરાત તેમની એક બહેન પણ હતી, જે નાના, નાના, બાળકો મુકી મરણ પામી હતી, તે બાળકોનુ પોષણ પણ આ કવિરાજ કરતા હાફીઝ શીરાઝીએ લગ્ન પણ કર્યાં હતા, અને તેમને ઇશ્વરે બે પુત્રો પણ આપ્યા હતા, જેમા એક યુવાવસ્થામાંજ બુલબુલના હૃદયને વિયોગના બાણે વીંધી પરલોકવાસી થયો હતા પુત્રના વિયોગમા ઘાયલ મનડાનો બુલબુલ એક ગઝલમા રડે છે, અને કલ્પાત કરે છે

બુલબુલે ખુને જીગર ખુર્દો ગુલે હાસીલ કર્દ
બાદે ગયરત બસદશ હાલે પરેશાં દીલ કર્દ, (૧)
તુતીએરા બખયાલે શકરે દીલ ખુશ બુદ,
નાગહશ સૈલે ફના નકશે અમલ બાતીલ કર્દ, (૨)
કુરરતુલ અયને મન આ મેવએ યાદશ ખુશ બાદ,
કે ખુદ આસાન બેશુદા કારે મરા મુશ્કીલ કર્દ, (૩)
આહ ! ફરયાદ કે અઝ ચશ્મે હસુદે માહો મહેર,
દર લહદગાહ કમાન અબરૂએ મન મન્ઝીલ કર્દ; (૪

# ભાષાંતર.

(૧) બુલબુલે પુષ્પોની શોધમા પોતાના લોહીને બાળી નાખ્યુ અને છેવટે તે મેળવી શકયો, પણ તરતજ ઈર્ષાના વાયુએ તેને હેરાન કરી મુકયો

(૨) તુતી ખાડના વિચારમા મગ્ન હતી પણ અચાનક નષ્ટ કરનાર તોફાને તેની આશામા ભગાણુ પાડયુ.

(૩) મારા નેત્રની કીકી ઇશ્વર તેને ક્ષમા કરે, તે, મને સકટમા સપડાવી આ લોકમાથી ચાલ્યો ગયો

(૪) હાય ! અફસોસ કે ચદ્ર સુર્યને ઉપજેલી ઈર્ષાને લીધે મારા ધનુષ્ય જેવા ભવા ધરાવનાર પુત્રે ઘોરમા પોતાનુ રહેઠાણુ બનાવ્યુ

પુત્રના વિયોગમા હાફીઝ રડે છે, અશ્રુપાત કરે છે, જ્યારે બીજી એક જગ્યાએ આ બુલબુલ પોતાના પ્રિય પુષ્પ (ગૃહપત્ની) માટે રડે છે, તેમની અર્ધાંગના જે બહુજ રૂપાળી તમજ દેખાવળી હતી, તેણે પણ બરાબર યુવાનીના ઉબર ઉપર પગ મુકતા પરલોકનો આસરો શોધ્યો, અને બુલબુલને કલ્પાત કરતો આ લોકમાજ મુકયો, વિખુટો પડેલો બુલબુલ તેના પ્રેમમા રડવા લાગ્યો, અને શીરાઝની વાડીમા પોકારી ઉઠયો —

**આ યાર કઝુ ખાનએ મા જાએ પરી બુદ,**
**મર તા બકદમ ચુ પરી અઝ અયબ બરી બુદ, (૧)**

અઝ ચગે મનશ અખ્તરે બદ મહેર બદર કર્દ,
આરે ચે કુનમ આફતે દહેરે કમરા બુદ; (૨)
ખુશ બુદ લબે આબો, ગુલો, સબ્ઝઓ લેકીન,
અફસોસ કે આન સર્વે રવાન રહગુઝરી બુદ; (૩)
અવકાત ખુશઆં બુદ કે બા દોસ્ત બસર શુદ,
બાકી હમા બે હાસેલીઓ બે સમરી બુદ; (૪)

## ભાષાંતર.

(૧) તે મિત્ર કે જેના પ્રતાપે મારૂં રહેઠાણ પરસ્તાન સમાન દીપી રહ્યુ હતુ, તે માથાથી પગ સુધી પવિત્ર અને નિર્દોષ હતો

(૨) મારા ક્રુર ગ્રહોએ તેને મારા હાથમાથી છીનવી લીધો હુ શુ કરૂ કે આ સકટો બધા ચદ્રમાને લીધેજ આવ્યા

(૩) સમુદ્ર કાઠે, પાણી, પુષ્પો અને હરીયાળીની મઝા કાઇ અજબ જેવી હતી. છતા અફસોસ કે તે જીવતુ સરો-વરનુ વૃક્ષ (તેમની અર્ધાગના) બહુજ જલ્દી જનાર હતુ.

(૪) તે સમય કેવો આનંદીત અને સુખદાઇ હતો કે મિત્ર સાથે મારૂ જીવન ગુજરતુ હતુ. (તેના જતા) બાકી રહી ગએલુ જીવન તો વ્યર્થ અને નકામુંજ ગયુ

હાફીઝ શીરાઝીના બીજા પુત્રનુ નામ શાહનેઅમાન હતું જે હિંદુસ્તાનમા આવ્યા હતા અને બુરહાનપુરમા પરલોક-

વાસી થયા હતા બુલબુલે શીરાઝના તે લાડકા પુત્રની ઘોર પણ અત્યારે બુરહાનપુરમા હયાત છે

## સ્વદેશ પ્રેમ.

દેશ પ્રત્યે પ્રેમ દરેક માણસમા ઓછા વધુ પ્રમાણમા તો હોયજ, તેવીજ રીતે આપણો બુલબુલ પણ શીરાઝ જેવા બગીચાનો સ્વઅતરે પ્રેમ ધરાવતો, અને તેમના તે પ્રેમ વર્ણન થકી ભારતવાસીઓ પણ કાઈ શીખામણ મેળવી શકશે

હાફીઝ શીરાઝી એક એવી ભુમીના પુત્ર હતા, કે જ્યાની ૠતુ મધ્યમસરની :અને આનદ આપનારી છે આ તે શીરાઝ છે કે જે સદીઓની સદીઓ સુધી મહાન રાજા મહારાજાઓની રાજધાની હતી, આ તે વાડી છે કે જ્યા વિદ્વાનો અને પડિતો જનમ્યા, જેમની કારકીર્દી હજી પણ મુસલમાનો માટે અભીમાન ધરાવનારી નીવડી છે, જેટલા કવિઓ આ સુદર ભુમી ઉપર થઇ ગયા તે સઘળાઓએ તે આનદમય ભુમીના વખાણ કર્યા છે સા'દી જેવા મહાન કવિઓ પણ સ્વદેશ શીરાઝ માટે કહે છે·—

દસ્ત અઝ દામનમ નમા દારદ
ખાકે શીરાઝી આબે રૂકનાબાદ.

## ભાષાંતર.

શીરાઝની મટોડી અને રૂકનાબાદ ઝરાનુ વ્હેતુ પાણી એ બન્ને મારો પાલવ છોડતા નથી

હાફીઝ પોતાના દેશ માટે કહે છે કે —

**નમી દેહન્દ ઇજાઝત મરા બસયરો સફર**
**નસીમે બાગે મુસલ્લાઓ આબે રૂકનાબાદ.**

## ભાષાંતર.

મુસલ્લા બગીચામા વાતો શીતળ વાયુ અને રૂકનાબાદ ઝરાનુ પાણી મને કોઇ જગ્યાએ જવાની પરવાનગી આપતા નથી

હાફીઝ શીરાઝી પોતાના સુદર વતન અને ત્યાની તેવીજ આનદ આપનારી જગ્યાઓ સાથે એટલો પ્રેમ ધરાવતા કે, તેઓ તે ભુમીને તજી બીજે કયા પણ નજ જતી જેના થોડાક દાખલાઓ આપણે અગાઉ જોઈ આવ્યા છીએ, એક સમયે યઝદથી કેટલાક માણુસો આવ્યા અને હાફીઝને પોતાની સાથે બળાત્કારે યઝદ શહેરમા તેડી ગયા. હાફીઝ જતા તો ગયા પણ પછી પોતાના દેશથી વિખુટા પડવા માટે એક ગઝલમા રડવા લાગ્યા —

**નમાઝે શામે ગરીબાં ચો મુયે આગાઝમ**
**બ નાલહાએ ગરીબાના કીસ્સા પરદાઝમ; (૧)**
**બયાદે યારો દયાર આન્ચુના બગીરીયમ ઝાર,**
**કે અઝ જહાં રહો રસ્મે સફર બેઅન્દાઝમ, (૨)**
**હવાએ મઝીલે જાનાં ચો આબે ઝીંદગીં અસ્ત,**
**સબા બીયાર નસીમે ઝે બારે શીરાઝમ; (૩)**

## ભાષાંતર.

(૧) સંધ્યા સમયે જ્યારે હું રડવા માડું છું, ત્યારે બહુજ કરૂણ અને લાચારી ભર્યા સ્વરે કહાણી કહી સંભળાવું છું

(૨) વ્હાલા અને તેના વતનની યાદમાં હું એટલું તો રડું કે જગતમાંથી મુસાફરી કરવાનો રીવાજ નાશ પામે

(૩) પ્રિયાના રહેઠાણ (તરફથી આવતી) હવા, અમૃતજળ સમાન છે માટે હે ! વાયુ તું જરા શીરાઝના સમાચારો સંભળાવ.

ઉપરોક્ત ગઝલ ઉપરાંત એક બીજી ગઝલ પણ હાફીઝે પોતાની માતૃભુમી માટે રચી છે. જે ગઝલ "ગઝલે શીરાઝી" ના નામે પ્રખ્યાત છે આ ગઝલને છેડતા બુલબુલ પોકારે છે,

**ખુશા શીરાઝો વઝએ બે મીસાલશ**
**ખુદાવંદા નાગેહદાર અઝ ઝવાલશ (૧)**
**ઝે રૂકનાબાદ માસદ લવહ શલ્લાહ**
**કે ઉમ્રે ખીઝ્ર મી બખ્શદ ઝલાલશ (૨)**
**મીયાને જા'ફરાબાદો મુસલ્લા**
**અબીર અમેઝ મી આયદ સીમાલશ (૩)**
**બ શીરાઝ આયો ફયઝે રૂહે કુદસી**
**બજુ અઝ મર્દુમે સાહેબ કમાલશ (૪)**
**સબાંઝા લુબી શ'કુલે સરેમસ્ત**
**ચે દારી આગહી ચુનસ્ત હાલશ (૫)**

મકુન બેદાર અઝીં ખ્વાબમ ખુદારા
કે દારમ ઈસ્રતે બાખુશ ખીયાલશ (૬)
ચેરા હાફીઝ ચો મીતરસીદી અઝહીજ
ન કરદી શુક્ર ઐયામે વાસાલશ (૭)

## ભાષાંતર.

(૧) આહા! શીરાઝ કેવો સુદર છે! કે જેની જગતમા જોડી નથી હે! ઈશ્વર તુ તેને પડતીમા આવતા બચાવજે.

(૨) અમારી રૂકનાબાદ જે માટે અમે સેકડોવાર એજ પ્રાર્થના કરીએ છીએ કે ઈશ્વર તેને આબાદ રાખે (તે નહેરનુ) પાણી, ખીઝર જેટલુ આયુષ્ય આપે છે (ખીઝર મુસલમાનોના એક પયગમ્બર છે, જેમને અમૃત જળ હાથ લાગ્યુ હતુ, અને તેથી તેઓ હમેશ માટે જીવતા રહેશે એમ કહેવાય છે હાફીઝે પણ રૂકનાબાદને અમૃત જળની ઉપમા આપી છે )

(૩) જા'ફરાબાદ અને મુસલ્લા વચ્ચે અબીર મિશ્રિત સુગધીદાર હવા ચાલે છે

(૪) શીરાઝમા આવો અને ત્યાના ફીરીસ્તા જેવા લક્ષણ ધરાવના પુરૂષોની સગતથી પોતાના આત્માને લાભ પહોચાડો

(૫) હે! વાયુ, તુ તે કોમળ કઠ ધરાવતી મસ્ત પ્રિયાના શા સમાચારો ધરાવે છે? તેની સ્થિતિ કેમ છે?

(૬) ઇશ્વરને ખાતર મને નિદ્રામાથી ના જગાડો, કારણ કે સ્વપ્નવત સ્થિતિમા હુ તેના વિચારમાજ મગ્ન છુ

(૭) હે ! હાફીઝ જો તુ વિયોગથી બ્હીતો હતો, તો પછી સયોગ સમયે તે ઇશ્વરનો આભાર શા માટે ન માન્યો ?

શીરાઝના પૂર્વ વિભાગ તરફ બે માઇલ છેટે એક રંગીઆમણી તેમજ ચિત્તાકર્ષક જગ્યા છે જે " મુસલ્લા " ના નામે ઓળખાય છે નિરતર ઉગેલી રહેતી હરીયાળી તેમજ " રૂકનાબાદ " ના નામે પ્રખ્યાત થયેલી નહેરનુ વ્હેતુ પાણી મનને વશ કરવા વશીકરણ યત્રનુજ કામ કરે છે વસતમાં તો તે જગ્યાના યૌવનની પુર બહારજ હોય છે, વિવિધ રગી પુષ્પો, અને જાત જાતના વૃક્ષોનો આનદમય છાયડો શ્રમિત મગજને શાતી આપવા કુદરતે શીરાઝગરાઓનેજ આપ્યો હોય એમ લાગે છે, " રૂકનાબાદ " નહેર " રૂકનુદ્દવલા " નામના પુરૂષે કાઢી હતી, જેથી તેના નામ ઉપરથી આ નહેર ' નહેરે રૂકનાબાદ " ના નામે પ્રખ્યાત થઇ, આ નહેરમાં નિરતર વ્હેતા સ્વચ્છ અને નિર્મળ જળની મોહજાળમાં સપડાઇ હાફીઝ કહે છે,

**બીદે સાકી મયે બાકી કે દર જન્નત ન ખાહી યાફત,**
**કિનારે આ બે રૂકનાબાદો ગુલગસ્તે મુસલ્લા રા.**

## ભાષાંતર.

હે ! સાકી તે બચેલી થોડીક મદીરા પણ મને આપી દે કારણ કે મુસલ્લા બગીચો અને રૂકનાબાદનો કિનારો સ્વર્ગમાં મળનાર નથી

ધન્ય છે હાફીઝ તમારા દેશ પ્રેમને, જુઓ આ લાડકો બુલબુલ વળી બીજી જગ્યાએ કહે છે

**ફર્ક અસ્તઝે આબે ખીઝ કે ઝુલ્માત જાએ ઉસ્ત**
**તા આબે મા કે મબઅશ અલ્લાહો અકબરસ્ત**

ઝુલ્માતમા આવેલા ખીજના ઝરામા અને અમારા ઝરામા બહુજ ફરક છે ( કારણ કે અમારો ઝરો અલ્લાહો અકબર છે, જ્યારે ખીજનો ઝરો જુલ્માતમા છે જ્યા ભુત પ્રેતની વસ્તી સિવાય બીજુ કાંઇએ નથી )

શીરાઝના બીજા પણ અનેક પ્રખ્યાત બગીચાઓ આ સુદર ભુમી ઉપર આવેલા છે, અને તેથી હાફીઝને આ ભુમી બહુજ ગમતી આ મહાન કવીની નસેનસમા કવિત્વ જડ ઘાલી પેઠુ હતુ તેથી તેઓ આવા કુદરતી દ્રશ્યો જ્યા તેમને એકાત પણ મળી શકતુ બહુજ પસદ કરતા, અને તેથીજ તેમની પસદગી આ ભુમી પ્રત્યે ઉતરી હતી હાફીઝ પોતાના ફુરસદના સમયે ત્યાજ જતા, અને રૂકનાબાદના કિનારે બેસી કુદરતની લીલા નીહાળતા હાફીઝની પ્રિય ભુમી માટે હાફીઝ જેટલુ બોલે એટલુ ઓછુજ છે શુ આ શએરથી પણ હવે વધુ કાંઇ હાફીઝ કહેનાર હતા? હવે બાકીજ કાંઇ નથી રાખ્યુ જે કહેવાનુ હતુ તે માત્ર બેજ લીટીમા સપુર્ણતાથી સમજાવતા હાફીઝ કહે છે —

**શીરાઝો, આબે રૂકનીઓ ઇ આબે ખુસનસીમ**
**અયબશ મકુન કે ખાલે રૂખે હફ્ત કીશ્વરસ્ત**

## ભાષાંતર.

શીરાઝ, રૂકનાબાદ અને (મુસલ્લા) બગીચા માટે ભુંડા શબ્દો ઉચ્ચારશો મા કારણ કે આ ત્રણે વસ્તુઓ અખિલ સૃષ્ટિના ચહેરા ઉપરના તલ બરાબર છે

હાફીઝે શું કહ્યું ? વાચકોએ શું વાંચ્યું ? સાકીએ શું લખ્યું ? અત્યારે હાફીઝના આ શબ્દો જોઈ ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી ખુલખુલે આ ત્રણે જગ્યાઓને જગતના મુખ ઉપરના તલની ઉપમા આપી છે જો આ ત્રણે વસ્તુઓ ન હોય તો જગતનું સૌંદર્ય ન રહે તલ એ સૌંદર્યમાં વૃદ્ધી કરનાર વસ્તુ છે પ્રિયાના સુંદર ચહેરા ઉપર એક તલ તેના સૌંદર્યમાં હજાર ગણી વૃદ્ધી કરે છે. તેવીજ રીતે હાફીઝે પણ પોતાની પ્રિય વસ્તુઓને જગતના ચહેરા ઉપરના તલની ઉપમા આપી છે એટલે જો આ ત્રણે વસ્તુઓ ન હોય તો જગતના ચહેરા ઉપર તલ ન હોય અને જ્યારે તલજ ન હોય તો જગતનું સૌંદર્ય પણ નકામું અને ફીકું થઈ પડે

શીરાઝના ખરા દેશભકત હાફીઝ, અમારા દેશી ભાઈઓને શીખામણ આપવા ફરીને તું પધાર, જેવો પ્રેમ તારી માતૃ ભુમી માટે તું ધરાવતો તેવા પ્રેમની પીછાણ કરાવવા, આ હિંદની પોચી પ્રજાના અંતરમાં દેશ પ્રેમનું અમી સીંચન કરવા દેશ પ્રેમમાં ખરા અને સ્વચ્છ અંતકરણથી જયજય નાદો કઢાવવા તું ફરીને આવ

# સ્વર્ગવાસ.

લગભગ ૭૬ વર્ષની ઉમરમા સોમવારના દીને ઉર્દુ તારીખ, ૧૭ મી ઝીલહજ્જ હીજરી સને ૭૯૧ ઇ સ ૧૩૭૩ ની સાલમા સધ્યા સમયે શીરાઝની વાડીનો આ લાડકો બુલબુલ પોતાના મધુર ટહુકાઓથી શીરાઝગરાઓને આનદ આપતો બંધ પડી પરલોકની વાડી વસાવવા સ્વર્ગે સીધાર્યો તેમના શબ સાથે અખીલ શીરાઝના રહેવાસીઓ ગયા હતા શહેરના અમીર ઉમરાવ અને શ્રિમતો તેમજ ગરીબ વર્ગ પણ સાથે હતો જેમા તે સમયના શીરઝના અધીકારી શાહ મન્સુર મુઝફ્ફરે પણ અગ્ર ભાગ લીધો હતો શીરાઝનો બુલબુલ પોતાના જીવનમા મુસલ્લા નામી જગ્યાથી અધીક પ્રેમ ધરાવતો તેથી માણસોએ તેમના શબને ત્યાજ ભુમીદાહ કરવાનો નિશ્ચય કર્યો.

કબ્ર બુલબુલ કી બની ગુલઝારમે

એ મીઠાશ ભરી લીટી અનુસાર તેમનાજ હાથે રોપાયલા એક વૃક્ષ તળે તેમને દાટવામા આવ્યા. અને હાફીઝ જગતની મોહમાયામાથી છુટકારો મેળવી, ઘોરના શાતીમય ખોળામા વિશ્રાતી લેવા ગયા અલોપ થયા

હવે અહીં એક મજાહ જોવાની છે, તે એજ કે હાફીઝ જે કાઇ પોતાના જીવનમા કહી ગયા તે તેમના મરણ પછી ખરેખરજ બન્યુ પોતાની ઘોર માટે હાફીઝ કહે છે —

બર સરે તુર્બતે મા ચુન ગુઝરી હિમ્મત ખાહ
કે ઝીયારત ગહે રીંદાને જહાં ખાહદ બુદ

## ભાષાંતર.

જ્યારે પણ તમે અમારી કબર આગળથી પસાર થાઓ તો પ્રાર્થના કરજો કે અમારી કબર જગતના સર્વે મધુ પ્રેમીઓનુ તિર્થસ્થાન બને

શીરાઝીના કહ્યાનુસાર ખરેખર તે અત્યારે એક તિર્થ સ્થાનજ છે દુરદુરથી મોજ મારવા ઉતરી પડતા યુવાનો, હાફીઝની કબર આગળ મદીરાના પુર ચલાવે છે, અને આનદ ઉડાવે છે શુ હાફીઝ એક ભવિષ્યવેત્તા ન્હોતા ?

હીજરી સને ૮૮૬ની સાલમા જ્યારે "સુલ્તાન અબુલ્કાસીમ બાબર" બહાદુર ગાદીએ આવ્યો, ત્યારે તેના પ્રધાન "મોહમ્મદ મોઅમ્માઇ" એ બુલબુલની કબર ઉપર એક ગુબદ તૈયાર કરાવ્યો, ત્યાર પછી "કરીમખાન ઝીંદ" એ મુસલ્લા બગીચામા સાધુઓ અને દરવેશોને રહેવા માટે ધર્મશાળા બધાવી- અને હાફીઝની કબરને આરસપ્હાણના પત્થરથી ચણાવી તે ઉપર નીચે પ્રમાણેના કાવ્યો કોતરાવ્યા

મુઝદએ વસ્લે તો કુ કઝસરે જા બરખેઝમ
તાએરે કુદસમો અઝ દામે જહાં બરખેઝમ (૧)
આરબ અઝ અબ્રે હીદાયત બરસાં બારાને
પેશતર ઝાન્કે ચો ગરદે બમીયાં બરખેઝમ (૨)

બવેલાએ તો કે ગર બન્દએ બેશમ ખાની
અઝ સરે ખાજગીએ કૌનો મકાં બરખેઝમ (૩)
બરસરે તુર્બતે મન બે મયો મુતરીબ મનશીં
તા બ બુયત ઝે લહદ રકસે કુનાં બરખેઝમ (૪)
ગરચે પીરમ તો શબે તંગ દર આગોશમ ગીર
તા સહરગહ ઝ કનારે તો જવાં બરખેઝમ (૫)
તો મપીંદાર કે અઝ ખાકે સરે કુએતો મન
બ જફાએ ફલકો જૌરે ઝમાં બરખેઝમ (૬)
સર્વે બાલા બનુમાં એ બુતે શીરી હરકાત
કે ચો હાફીઝ ઝે સરે જાનો જહાં બરખેઝમ (૭)

## ભાષાંતર.

(૧) તારા મેળાપના શુભ સમાચારો કયા છે? કે હુ મને પોતાને તારા ઉપર નોછાવર કરૂ હુ પવિત્ર પખી છુ અને આ જગતની મોહજાળમાથી તરત ઉડી જાઉં

(૨) હુ માટી પેઠે ( વાયુ સાથે ) ઉડી જાઉ તે અગાઉ હે! પરમેશ્વર તુ તારા રહેમી વદળમાથી વરસાદ વરસાવ.

(૩) તારા પ્રેમમા જો તું મને તારા ગુલામ તરીકે રાખે, તો તેના બદલામા હુ આ લોક અને પરલોકનુ રાજ્ય તજી દઉં.

(૪) ( ખબરદાર ) મારી કબર ઉપર મદીરા અને ગવૈયા વિના નજ બેસજો કે જેથી તેની સુવાસ થકી હુ મારી કબરમાથી મસ્ત થઇને બહાર નીકળુ

(૫) જો કે હુ છુ તો વૃધ્ધ છતા માત્ર એકજ રાત તુ મને તારા ખોળામા લઇ લે તો પ્રભાત્ થતા તારા ખોળામાથી હુ યુવાન થઇને ઉઠુ.

(૬) કાળચક્રના દુઃખ અને જમાનાના જુલ્મથી તુ એમ ન ધાર કે તારી ગલીમાથી હુ ઉઠીને ચાલ્યો જઇશ.

(૭) હે ! ઉંચા કદ અને મધુરા નખરાવાળા મને તારા દર્શન આપ કે હુ પણ હાફીઝ પેઠે પ્રાણ અને જગતના વિચારો મુકી દઉં

ઉપરોકત ગઝલની આસપાસ કીનારીમા નીચે દર્શાવેલ એક બીજી ગઝલ પણ ભરી દેવામા આવી છે

અય દીલ ગુલામે શાહે જહાં બાશો શાહબાશ
પયવસ્તા દર હીમાયતે લુત્ફે ઇલાહ બાશ (૧)
અઝ ખારજી હઝાર બયક જવ નમી ખીરદ
ગો કોહ તાબ કોહ મુનાફીક સીપાહ બાશ (૨)
ચુ અહમદે શફીઅ બુવદ રોઝે રસ્ત ખીઝ
ગો ઇં તને બલાકશે મા પુર ગુનાહ બાશ (૩)
ઇમ્રોઝ ઝાહા અમ બ વીલાએ તો યા અલી
ફરદા બરૂહે પાકે ઇમામા ગવાહ બાશ (૪)
આન્રા કે દોસ્તી એ અલી નીસ્ત કાફીરસ્ત
ગો ઝાહેદે ઝમાનાઓ ગો શેખે રાહ બાશ (૫)
મર્દે ખુદા કે ઝાહેદો તકવા તલબ બુવદ
ખાહી સફીદ જામઓ ખાહી સીયાહબાશ (૬)

કશ્રે ઈમામે હરતુમે સુલ્તાને દીં રઝા
અઝ જા બે બુસો બર દરે આં બારગાહબાશ (૭)
દસ્તત ન મી રસદ કે બીચીની ગુલે ઝેબાગ
બારે બપાહે ગુલબને બુસ્તાં ગીયાહબાશ (૮)
હાફીઝ તરીકે બદગીએ શાહ પેશાકુન
વાન્ગાહ દર તરીકે ચુ મર્દા ને શાહબાશ (૯)

## ભાષાંતર.

(૧) હે ! હૃદય, તુ જગતના બાદશાહનો ગુલામ રહે. આનદમા રહે અને નિરતર ઇશ્વરની સ્હાયમા રહે.

(૨) હજારો વિધર્મીઓની હકીકત તેમની દૃષ્ટિમા એક જવ બરાબર પણ નથી. ભલે પછી પર્વતથી પર્વત સુધી શત્રુ સીપાહીઓ હોવા હયો

(૩) જ્યારે કયામતના દિવસે મને ક્ષમા અપાવનાર "અહમદ" છે, (અહમદ તે મોહમ્મદ સ૦ અ૦ જેઓ મુસલમાનોના છેલ્લા પેગમ્બર છે ) તો પછી મને મારા આ પાપ મય શરીરની જરા પણ ચિંતા નથી

(૪) હે ! " અલી " આજે હુ તમારા પ્રેમથીજ જીવતો રહી શકયો છુ ( અલી અ૦ સ૦ તે હઝરત મોહમ્મદના જમાઈ અને ખલીફા છે, જેમને આજે ઈસ્લામના સર્વે પક્ષો માને છે ) કાલે ( કયામતના દિવસે કયામત એટલે ન્યાયનો દિવસ ઇસ્લામીઓની એવી માન્યતા છે, કે એક દિવસે ઈશ્વર

બધાને મારી નાખશે, અને ફરીને જગતને સજીવન કરી પાપ અને પુન્યનો ન્યાય આપશે ) મારા પ્રેમની ગવાહી આપશો

(૫) જેને "અલી" સાથે મિત્રતા કિંવા પ્રેમ નથી તે કાફર છે, પછી ભલેને ગમે તો તે ભકત અને મહાન તપસ્વી હોય કે માર્ગદર્શક (ઉપદેશક) હોય

(૬) ઇશ્વરનો બંદો જે તેની ભક્તિ કરે છે, પછી ગમે તો તે સુંદર હોય, કે કાળો કદરૂપો હોય (તેના માટે સ્વર્ગ છે )

અમારા આઠમા ઈમામ અને ઇમાનના બાદશાહ જેમનુ નામ "રઝા" છે (હઝરત રઝા અ૦ સ૦ ને શીઆ ધર્મ પાળનારાઓ પોતાના આઠમા ઇમામ તરીકે ગણે છે. આ કડી ઉપરથી એમ સાબીત થાય છે, કે કદાચ હાફીઝ પણ શીઆ ઇસ્નાઅશરી હોય) તેમની કબરને ચુંબન કર અને તેમની સેવામા પડયો રહે

(૮) તુ ઉપવનમાથી કોઈ પુષ્પ તોડે તે માટે તારો હાથ પુગતો નથી તો તુ તેમના પુષ્પ સમાન ચરણુ હેઠળ ઘાસના તણખલાની સ્થિતિ ધારણ કર

(૯) હાફીઝ તુ તે મહાન બાદશાહની ગુલામીમા રહેવાનું પસંદ કર, તે પછી તુ એક માર્ગદર્શક ભોમીઓ થઇ શકીશ.

# હાફીઝ અને પુસ્તકો.

"હાફીઝ" એ ત્રણ અક્ષરી નામ ધરાવતા ઈરાનના લાડકા બુલબુલ સબંધે ઘણા એક પુસ્તકો પ્રગટ થયા છે, જેમા તેમના કાવ્યો અને ગઝલો પણ બીરાજે છે છતા હાફીઝના દીવાનમા કેટલીક ગઝલો એવી ઉમેરી દેવામા આવી છે, જે તેમની લખેલી નથી. જે માનવા માટે આપણી પાસે અનેક દાખલાઓ છે, સૌથી મુખ્ય કારણ તો એ છે, કે કોઈ અપ્રસિદ્ધ માણસ, જે પોતાના વિચારો પ્રજા સમક્ષ રજુ કરવાની આકાક્ષા ધરાવે છે, છતા તેની અપ્રસિદ્ધતાને અગે માણસો બાપડા તે નવા માણસોની લખેલી વસ્તુઓ વાચતા નથી, જેવી રીતે એક લેખક એકાદ વાર્તા કે અન્ય વસ્તુ લખે, પછી ગમે તો તે કહેવાતા સાક્ષરોથી પણ ઉત્તમ વિચારો તેમા લઈ આવે છતા જો તે પ્રખ્યાત થએલો ન હશે તો પ્રજા કે પ્રકાશક તેની વસ્તુ હાથમા પણ નજ લેશે તેથી વિરૂદ્ધ જતા એકાદ જાણીતો લેખક એક કચરા જેવો વિષય લખશે, તોએ તે પ્રકાશક મહાશય કમાઇ કરવાનું સાધન મળ્યુ જાણી તેને હોશે સ્વીકારશે આવી બાબતથી રમી રહેલી મહત્વાકાક્ષાને અગે તે જમાનાના અપ્રસિધ્ધ માણસોએ પોતાના વિચારો પ્રજા સમક્ષ રજુ કરવા હાફીઝની દીવાનમા પોતાના કાવ્યો ઉમેરી દીધા છે, કે જેથી તે કાવ્યોને હાફીઝના કહેલા કાવ્યો ગણી માણસો આનદપુર્વક વાચે

"રઝા કુલ્લી" નામનો પુરૂષ લખે છે, , કે "હીજરી સને ૭૭૮ની સાલમા બગદાદમા ઈલ્કાની વશજોનુ રાજ્ય

હતુ તેના દરબારના એક માનીતા કવિના કહેલા કાવ્યો પણ માણસોએ હાફીઝની દીવાનમા ઠેસવી દીધા છે. આ પ્રમાણે હાફીઝની દીવાનના પરાણે પરાણા થએલા કાવ્યોના પુરાવા દાખલ એક દાખલો હું નીચે ટાંકી લેઉ છુ.

શીરાઝમા એક કદોઇ રહેતો હતો જેનુ નામ પણ હાફીઝ હતુ કાવ્યો કહેવાની હવા તો શીરાઝમા જોશભેર ચાલી રહી હતી એતો વાચકો પ્રથમજ વાચી ચુકયા છે તે હવાના વટોળીઆમા ઘેરાઇ આ કદોઇ હાફીઝ પણ કાવ્યો કહેતો હતો જેની એક કડી નીચે પ્રમાણે છે —

**હાફીઝે હલવાઇ અમો દર કમાલ**
**મુઅતકીદ હાફીઝે શીરાઝીયમ**

## ભાષાંતર.

હુ કદોઇ હાફીઝ છુ, અને કમાલમા હાફીઝ શીરાઝીનો અનુયાયી છુ

આ કદોઇ પણ હાફીઝ અને મહાન કવિ પણ હાફીઝ આ દાખલા ઉપરથી આપણે અટકળી શકીએ છીએ, કે આવા નામોના ઘોટાળા અથવા વિચારો પ્રજા સમક્ષ મુકવાના લોભે કાતો બીજા કારણોસર હાફીઝના દીવાનમા ભળતા માણસોના કાવ્યો ઠેસવી દેવામા આવ્યા છે ખરા ?

"ઉમર ખય્યામ" અને સા'દી ને જુઓ, તો ત્યા પણ એજ ગડબડ ઘોટાળો દેખાશે, ઉમર ખય્યામના કાવ્યો, શેખ સા'દીના દીવાનમા અને શેખ સા'દીના કાવ્યો હાફીઝના દીવાનમા મુસાફરી કરતાજ રહયા છે, વાચો આ કડી

બા ઝ આકે દર ફીરાકે તો ચશ્મે ઉમેદવાર
ચુ ગોશે રોઝાદાર બર અલ્લાહો અકબરસ્ત

## ભાષાંતર.

હવે વાર ન લગાડતા આવી જા કારણ કે તારા દર્શન માટે મારા નેત્રો એવી રીતે વ્યાકુળ છે જેમ એક ઉપવાસ પાળતો માણસ અલ્લાહો અકબર સાભળવા વ્યાકુળ હોય છે. (મુસલમાનો સધ્યા સમયે જ્યારે બાગી બાગ પોકારે છે, અને બાગની શરૂઆત કરતા અલ્લાહો અકબર કહે છે, ત્યારેજ રોઝો ખોલે છે, ઉપવાસ પાળતો માણસ બાગી કયારે અલ્લાહો અકબર કહે તેનીજ વાટ જુએ છે)

ઉપર ટાકેલા બે ચાર દાખલાઓથી વાચકોને સમજ તો પડીજ ગઈ હશે, કે જરૂર હાફીઝના દીવાનમાં બીજા કવિઓના કાવ્યો ઉમેરી દેવામા આવ્યા છે જ્યારે પણ તમે હાફીઝની દીવાન હાથમા લેશો ત્યારે તમને એક પુસ્તકથી બીજા પુસ્તકમા થોડી ઘણી ગઝલોનો ફરક દૃષ્ટિએ પડશે

"બોસીનીયા" ના રહેવાસી મહાત્મા સુદીએ નવમી કે દસમી સદીમા જે હસ્તલેખીત ગઝલોનો સગ્રહ કર્યો હતો

તેને અને બીજા પુસ્તકોને જોતા તે ૦-૭૦ ગઝલો ઓછી વધુ જણાય છે મુબઈ ખાતે "ફત્હુલ કરીમ" પ્રેસમા છાપવામા આવેલા પુસ્તકમા ૫૯૬ ગઝલો છે મી૦ જીરટના પુસ્તકમા ૫૭૩ ગઝલો જણાય છે અને મહાત્મા સુદીના પુસ્તકમાં ૫૬૮ ગઝલો મળી આવી છે

## બુલબુલની ગઝલોનો પ્રચાર.

હાફીઝ શીરાઝીની ગઝલો અતિ લોકપ્રિય હતી એ તો વાચકો હવે જાણી ચુકયા છે, છતા લોકપ્રિયતાની કલ્પના કરાવતા આજે વાચકોને હાફીઝની દીવાન અને જીવનના લખાયલા પુસ્તકોનો પરિચય આપવા ધારૂ છુ જયારથી જગ્તમા છાપકામનો આરભ થયો, ત્યારે સૌથી પ્રથમ મહાત્મા સુદીએ ઇ૦ સ૦ સત્તરમી સદીની શરૂઆતમા તેમની દીવાન બહાર પાડી તે ઉપરાત વાચકો નીચેની અનુક્રમણિકા વાચી જોશે, તો તેમને સમજાશે, કે હાફીઝ એક સાધારણ પુરૂષ નહીં, પણ એક મહાન પુરૂષ થઈ ગયા છે હાફીઝ તમને અને મને પ્રિય નથી પણ અખીલ જગતને પ્રિય છે માણસો તેમનુ વૃતાત, ગઝલો અને ટુકા ટુકા કાવ્યો આનદ સાથે વાચે છે

# અનુક્રમણિકા

| સ્થળ | કયારે પ્રગટ થયા? |
|---|---|
| | ઈ૦ સ૦ સત્તરમી સદીના આરભમા |
| લડન | ઈ૦ સ૦ ૧૭૯૧ હાફીઝનુ ટુક જીવન ચરિત્ર |
| કલકત્તા | ઈ૦ સ૦ ૧૭૯૧-૧૮૨૬-૧૮૮૧ અને ૧૮૫૮ |
| લીપઝીગ (જર્મની) | ઈ૦ સ૦ ૧૮૫૪ હાફીઝની દીવાન ટીકાઓ સાથે |
| વીયેના | ઈ૦ સ૦ ૧૮૫૮ ત્રણ ભાગમા. |
| કુસ્તુનતુનીઆ | હીં૦ સ૦ ૧૨૫૭ ઈ૦ સ૦ ૧૮૭૦ |
| તહેરાન | હી૦ સ૦ ૧૨૫૮ |
| તબ્રેઝ | હી૦ સ૦ ૧૨૫૭ |
| ઈસ્ફહાન | હી૦ સ૦ ૧૨૬૫ |
| મશાહદ | હી૦ સ૦ ૧૨૬૪ |
| મુબઈ | હી૦ સ૦ ૧૨૨૮-૧૨૬૭-૧૨૭૭ ઈ૦ સ૦ ૧૮૪૧-૧૮૮૩ |
| બુલાક (મીસર) | હી૦ સ૦ ૧૨૫૦-૧૨૫૬-૧૨૮૧ |
| દીલ્હી | હી૦ સ૦ ૧૨૫૯ અને ઈ૦ સ૦ ૧૮૮૮ |
| આગ્ર | ઈ૦ સ૦ ૧૮૬૧ |
| લખનવ | ઈ૦ સ૦ ૧૮૭૬થી ૧૯૦૬ સુધી નવ આવૃતીઓ અને ૧૯૦૪મા ચાર આવૃતીઓ બીજી |
| લાહોર | ઈ૦ સ૦ ૧૮૮૮ અને ૧૯૦૭ |
| કાનપુર | ઈ૦ સ૦ ૧૮૩૧ અને ૧૯૦૬ |

ઉપરોક્ત દર્શાવેલી **અનુક્રમણિકા** જુદા જુદા સ્થળે છપાએલા હાફીઝના પુસ્તકોની છે પણ હવે હીંદી લેખકો અને તેમના લખેલા પુસ્તકોની ટુંક યાદી હુ નીચે ટાકુ છુ

| લેખકનુ નામ | છપાએલી કે હાથથી લખાએલી | ભાષા | સ્થળ |
|---|---|---|---|
| મહાત્મા સુદી | છપાએલી | તુર્કી | કુસ્તુનતુનીયા |
| સૈયદ મોહમ્મદ | ,, | ,, | ,, |
| મવલાના શમ્અી | , | ,, | , |
| મુસ્તુફાબેગ મસલેહુદ્દીન | હાથથી લખાએલી | ,, | બ્રિટિશ મ્યુ-ઝીઅમ |
| શેખ મોહમ્મદ અફઝલ | ,, | ફારસી | બાકીપુર |
| મીર સયફુદ્દીન | ,, | ,, | ,, |
| શેખ મોહમ્મદ | ,, | ,, | ,, |
| મોલવી સૈયદઅલી | ,, | ,, | ,, |
| શેખ યુસુફ લાહોરી | ,, | ,, | ,, |
| મોલવી સાદીકઅલી | છપાએલી | , | લખનવ |
| કમાલુદ્દીન મહમદ | હાથથી લખાએલી | ,, | અલીગઢ |
| બદરૂદ્દીન અકબરાબાદી | છપાએલી | ,, | દીલ્હી |
| મોલવી હાદીઅલી | ,, | ,, | લખનવ |
| મોલવી ફતેહઅલી | ,, | ,, | મુંબઈ |
| મોલવી મોહમ્મદ યુસુફ | ,, | ઉર્દુ | લખનવ |
| મુન્શી મીરઝા જાનસાહેબ | ,, | ,, | ,, |
| કૃષ્ણચંદ્ર | ,, | બંગાળી | કલકત્તા |
| .... | ,, | પંજાબી | લાહોર |

# અંગ્રેજ ગ્રંથકારોની અનુક્રમણિકા.

| લેખક | પુસ્તકમા શુ લખ્યુ ? | સ્થળ | ભાષા | સાલ |
|---|---|---|---|---|
| એફ મેનીન્સકી | પહેલી ગઝલનો તરજુમો | વીએના | લેટીન | ઈ સ ૧૬૬૦ |
| ટી હૉઇડ | ” | ઓક્ષફર્ડ | ” | ” ૧૭૬૭ |
| ડી રેવીસ્કી | પહેલી સોળ ગઝલોનો તરજુમો | વીએના | ” | ” ૧૭૭૧ |
| જે રીચર્ડસન | સ્પેસીમેન ઑફ પરશીઅન પોએટ્રી સોળ ગઝલોનો તરજુમો | લડન | અગ્રેજી | ” ૧૭૭૪ |
| વીલીયમ જોન્સ | પુરી દીવાન | ” | ” | ” ૧૭૯૭ |
| વીલીયમ ઉસ્લી | ” | ” | ” | ” ૧૭૯૮ |
| વીલીયમ જોન્સ | ૫૭ ગઝલોનો તરજુમો | ” | ફ્રેન્ચ | ” ૧૭૯૯ |
| હીન્ડલે | ૧૧ ગઝલોનો તરજુમો | ” | અગ્રેજી | ” ૧૮૦૦ |
| વૉન હેમર | પુરી દીવાન | ” | જર્મની | ” ૧૮૦૧ |
| ડૅાનર | ” | હેમ્બર્ગ | ” | ” ૧૮૪૬ |
| રોઝેઝવીગ | ” | વીએના | ” | ” ૧૮૫૮ |
| નેસલમેન | ” | બર્લીન | ” | ” ૧૮૬૫ |
| રોબીન્સન | ૯ ગઝલોનો તરજુમો | લડન | અગ્રેજી | ” ૧૮૭૩ |
| બીકનેલ | ૧૨૦ ગઝલોનો તરજુમો | ” | ” | ” ૧૮૭૫ |
| કેપ્ટન કલાર્ક | પુરી દીવાન | ” | ” | ” ૧૮૯૧ |
| જૉન નૉટ | ૧૭ ગઝલોનો તરજુમો | ” | ” | . .. |

જે અનુક્રમણિકા મે ટાકી છે તે તો માત્ર એક ટુકી નોધ છે હાફીઝ સંબધે લખેલા પુસ્તકોનો ખરો વિચાર વાચકોને આપતા માત્ર લીસ્ટ લખવામાજ પુસ્તક ભરાય એવી મારી માન્યતા છે છતા આ ટુક નોધ ઉપરથી પણ આપણે સમજી શકીશુ કે હાફીઝ માત્ર ઇરાનમાજ લોકપ્રિય હતા એટલુજ નહો પણ જગત તેમની શક્તિ ઉપર મોહી પડી છે બગાળી, અગ્રેજ, મુસ્લીમ, હીંદુ આદી લેખકોએ જે પુરૂષ સબધે સખ્યાબંધ પુસ્તકો લખ્યા હોય, તે પુરૂપ સાધારણ તો નજ હોઈ શકે, છતા અત્યારે મારે અહી અફસોસ સાથે જણાવવુ પડે છે, કે ગુર્જરગીરાના ગુજર સાહિત્યદાસો આવા મહાન પુરૂપને ભુલી જઈ પ્રજાને ઉચ્ચ કોટીનુ સાહિત્ય પુરૂ પાડી શકયા નથી ગુજરાતીમા એક નાનકડી ડાયરી જેવડી ચોપડી હાફીઝના જીવન સબધે પ્રગટ થઇ છે, ખરી છતા તે તો માત્ર એક મશ્કરીજ કહેવાય ચોપડી પણ એટલી નાની કે પાચ પદર ચોપડીઓ નાનકડા ગજવામા ખુશીથી સેરવી શકો આવી ચોપડી હાફીઝ જેવા મહાન કવિ માટે લખતા, ગુજરાતી લેખકોએ વિચારજ કર્યો નથી, અત્યારે એ બુલબુલનુ સપુર્ણ જીવન પ્રજા સમક્ષ રજુ કરવાનુ માન સેવકજ ધરાવે છે અને તે માટે મને ખરેખર અભીમાન છે.

## બુલબુલના ટહુકા ઉપર એક નજર.

કાવ્યો કહેવા અને કવિ થઈ જવુ એ બધાના ભાગ્ય મા લખેલુ નથી હોતુ. કુદરતે આ અમુલ્ય બક્ષિશ થોડાજ

માણસોને આપી છે અને તે પરમાત્માની બક્ષેલી શક્તિ થકીજ કવિ આ ભયકર માર્ગમા પગ મુકે છે. યુનાનના પ્રખ્યાત હકીમ "અરસ્તુ"એ કાવ્યોના બે વિભાગ પાડયા છે, બે સૃષ્ટિઓ ખડી કરી છે, અને કવિઓને બે જુદા જુદા પ્રકારોમા રજુ કર્યા છે. એક તો લેકચર કિવા ભાષણ આપનારને પણ અરસ્તુએ કવિ તરીકે ગણ્યો છે. જ્યારે બીજો કવિ તે છે, કે જે વજનમા, તાલ માત્રાને દૃષ્ટિ હેઠળ રાખી વાતચીત કરે છે, પહેલા કવિ કરતા અરસ્તુએ ગણેલા આ બીજા નબરનો કવિ માણસોને ડોલવી શકે છે આનદ આપી શકે છે. અને ગાડો પણ બનાવી શકે છે. કારણકે તાલ માત્રા કે પ્રાસ મેળવી કરેલી વાતચીત સાધારણ વાતચીત કરતા વધુ પ્રભાવશાળી હોય છે, અને મનુષ્યના હૃદય ઉપર ઉડી છાપ પાડી શકે છે

એક વાત એક માણસ કરી રહયો છે જે વાત સાભળનાર માણસના મનને ગમતી નથી અને તેમા તેને ફીકાશ દેખાય છે હવે તેજ વાત જ્યારે કવિ કહેવા બેસશે, ત્યારે પોતાની જુદી પ્રકારની ભાષામા કહેતા તમારા મનને વશ કરી લેશે પ્રભાવ પાડશે, અને તેના વચનોમા તમને શૃગાર દેખાશે જુઓ આપણા બુલબુલને કાવ્ય સૃષ્ટિના બાદશાહને. એક વાતને તે કેવી ઉત્તમ રીતે રજુ કરે છે

**નુકતે ના સન્જીદા ગુફતમ દીલબરા મઅઝુર દાર**

**અરવએ ફરમાએ તામન તબ્સરા મોઝુ કુનમ**

## ભાષાંતર.

મે વગર વિચાયે વાત કરી નાખી, પ્યારી ક્ષમા કરો અને એકવાર સુદર નખરો દેખાડો કે જેથી ગભરાયલુ મન ઠેકાણે આવી જાય

બીજી જગ્યાએ પુષ્પ પ્રેમી બુલબુલ માટે હાફીઝ કહે છે

**બુલબુલઝ ફૈઝે ગુલ આમોખ્ત સુખન વર્ના નબુદ**
**ઈન હમા કવલો ગઝલ તઅબીયા દર મન્કારશ**

## ભાષાંતર.

બુલબુલ પુષ્પના પ્રેમમા (આવા કોમળ કઠે ગાવા શીખ્યો. નહીં તો આ બધુ કાઈ તેની ચાચમા જડેલુ ન્હોતુ

ઉપરોકત બે કડીઓથી સ્હેજે સમજી શકાશે કે હાફીઝ ને ઇશ્વરે કુદરતી બક્ષીશ આપી હતી, તેઓ નકલીઆ કવિ નહીં પણ ખરા અને જેને કવિ કહી શકીએ તેવા કવિ હતા અને માધુર્યથી ભરેલા શબ્દો કવિતામા ટાકવા માટે આજે તેઓ કવિઓના રાજા ગણાયા છે નીચે લખેલા થોડાક કાવ્યો વાચો. તમે પોતેજ કહેશો, કે હાફીઝે અવધીજ કરી છે

## નવિનતા.

સાહિત્યના મહા થાળમા પુરાતી કોઇપણ નવિન સામગ્રીમા પ્રજા પ્રથમ નવિનતા જુએ છે રગભુમી ઉપર, કે

નવલકથામા કોઇપણ નીબધ કે રમુજમા લેખક નવિનતા લાવવા મથે છે, અને તેથીજ તે લોકપ્રિય થઈ શકે છે હાફીઝની દીવાન ઉપાડી જુઓ અને તમને પ્રત્યેક ગઝલ નવિનતાથી ભરપુર જણાશે એક થઇ ગએલી સાધારણ વાતને હાફીઝ ફરીને પ્રજા સમક્ષ રજુ કરે છે, અને તે જુની વાતને નવિન વસ્ત્રો પહેરાવી જાણે તે તદ્દન નવિજ હોય એમ દેખાય છે

હાફીઝ કાળી કાળી ઘનઘોર ઘટાને જોઇ, અને મદીરાનો કલકલ થતો અવાજ સાભળી વચન ભગ કરે છે વચન ભગ કરવુ એ તો પુરાણીજ વાત છે દારૂડીઓ બહુજ મુશ્કેલીએ તે પીતો અટકે છે જુઓ હાફીઝની નવિનતા

બુતે ચુ માહ ઝાનુઅદ મએ ચુ લઅલ પેશ આવર્દ
તો નોઇ તાએબમ હાફીઝ ઝે સાકી શર્મદાર આખાર

## ભાષાંતર

સુદર ચંદ્રમાથી પણ અધિક સુંદર માશુક સભ્યતાથી સામે બેસી મદીરા પ્યાલો સામે ધરે છે (હાફીઝનુ મન ડગમગે છે, અને તરતજ ફરીને તે કહે છે) હે! હાફીઝ તુ તો કહે છે, કે હુ વચનનો પાળનારો છુ ત્યારે જરા સાકીની તો શરમ રાખ

સુદર પ્રિયા મદીરા પીવરાવવા પ્યાલો હાથમા પકડી સામે ધરે છે ઉપદેશકોની શીખામણથી નિશ્ચય કરી ચુકેલો

પુરૂષ ડગમગે છે ઘડીકમા તેને ઉપદેશકની શીખામણુ યાદ આવે છે, તો ઘડીકમા સામે બેઠેલી પ્રિયા તેનુ મન વશ કરે છે છતા એ બન્નેમા પ્રિયા વિજય મેળવે છે મન કહે છે, કે સુકોમળ હાથે મળેલી મદીરા પી લે ત્યારે હાફીઝ એ વિષયનો નિર્ણય કરતા કહે છે,

**તો ગોઇ તાએબમ હાફીઝ ઝે સાકી શર્મદાર આખીર**

હાફીઝને હવે એક બીજી વાત કહેવી છે દારૂ પીનારા રગીલાઓ જગતના મોઢે હીણાય છે, એ વાત તો ખરી પણુ હાફીઝને કેવા પ્રકારમા રજુ કરે છે, તે જરા જુઓ, બુલબુલ કહે છે,

**બહર યક જુઅ કે આઝાર કસે દર પૈ સ્ત**
**ઝહમતે મયકશાન અઝ મહુમે નાદાં કે મપુર્સ**

## ભાષાંતર.

એક ઘુટ પાણી કે જેથી કોઇને પણુ તકલીફ નથી થતી, તે માટે બીચારા મદીરા પીનારને મુર્ખજનોથી એવી તકલીફ ઉપાડવી પડે છે, કે વાત ન પુછો

શુ આ નવિનતા નથી ? જુઓ એક ઉર્દુ કવિ કહે છે,

**વાએઝ શરાબ પીનેસે કાફીર હુવા મય કયુ**
**કયા એક ચુલ્લુ પાની મે ઇમાન બહ ગયા ?**

બીચારા મદીરા પીનારાઓની જાન પણુ આફતમાજ હોય છે રગીલી શરાબના પ્રેમીઓ પણુ ખરેખર તકલીફ

ડેપાડે છે એક તરફ ઉપદેશક શીખામણોના ઢગલા કરી રહ્યો છે, ત્યારે વળી બીજી તરફ કાળી ઘટા દુ ખ પર ડામ દેવા ઘેરાય છે

**વહાં મસ્જીદમે વાઅઝ કહે રહા હય મય સે તૌબા કર**
**યહાં આ આ કે સાવન કી ઘટા કુછ ઔર કહતી હય**

હાફીઝ પોતાની પ્રિયાને કહે છે, કે કાઇ હુજ તારો કમી નથી પણ જગત તારા સૌદર્ય ઉપર પ્રાણ પાથરે છે, આ વાતને તે કેવી સુદર રીતે કહે છે, સાભળો હાફીઝ પોકારે છે કે,

**ન મન બરમાં ગુલે આરીઝ ગઝલ સરાયમો બસ**
**કે અન્દલીબ તો અઝ હર તરફ હઝારા નન્દ**

## ભાષાંતર.

માત્ર હુજ કાઇ તારા પુષ્પ સમ ગાલો માટે ગઝલો કહેતો નથી. પણ એ સુદર કપોલ ઉપર ચોમેરથી હજારો બુલબુલ ટહુકા કરે છે,

કેમ વાચક કાઇ નવિનતા દેખાય છે? જુની વાતને નવિન વસ્ત્રોમા રજુ કરનાર હાફીઝ કેવી સુદર રીતે કહે છે, તેની કાઈ કલ્પના થાય છે? ઉપદેશકો જે કાઇ કહે છે, શીખામણ આપનારાઓ જે કાઈ બોધ વચનો કહી સભળાવે છે, તે કહેલા વચનો પ્રમાણે પોતે શા માટે નથી વર્તતા તેની અજાયબી દર્શાવતા હાફીઝ કહે છે,

મુશ્કીલે દારમ ઝે દાની શ્મદે મજલીસ બાઝ પુર્સ
તૌબા ફરમાયાં ચેરા ખુદ તૌબા કમ્તર મીકુનદ ?

## ભાષાંતર.

એક આફત આવી પડી છે જરા સભાના પ્રમુખ (ઉપદેશક) થી પુછી આપો કે જે માણુસો પ્રાયશ્ચિત કરવાનો હુકમ આપે છે, તેઓ પોતે કેમ તોબા નથી કરતા ?

કેવી નવિનતા, અચ્છી રીતે સમજો અને તમે હાફીઝને જરૂર ધન્યવાદ આપશો. આ કડીમા હાફીઝે ભોળાપણુ કેટલુ દેખાડયુ છે ? હાફીઝ જાણે કેવા ભોળા હોય તેમ કહે છે, કે આ વાત અમારી સમજમા નથી આવતી માટે જરા ખુલાસો મેળવી આપો વળી પોતેજ સભાના પ્રમુખને નથી પુછતા. બીજાને કહે છે, કે જરા મહેરબાની કરી પુછી આવો અને વળી જવાબ કોની પાસેથી મેળવવા કહે છે ? સભાના પ્રમુખ એટલે ઉપદેશક પાસેથી કે જે પાપનુ પ્રાયશ્ચિત કરવાનો હુકમ આપે છે, અને પોતે નથી કરતો, એટલે ઉપદેશકના મોઢેજ હાફીઝ બોલાવવા માગે છે, કે તે ઉપદેશક પોતે જે કહે છે, તે શા માટે કરતો નથી ?

## ઉંચાઇ.

હાફીઝના કાવ્યોમા નવિનતાનુ અવલોકન કર્યા પછી હવે આપણે કાવ્યોના વજન પ્રત્યે ફરીશુ હાફીઝના કાવ્યો

એક સાધારણ માણસના કાવ્યો નથી, એમ હુ વારંવાર લખી ચુકયો છુ, અને પૂરી લખુ છું. સાધારણ બે લીટીઓમા હાફીઝે એવી એવી ભાવનાઓ ભરી છે, કે જેથી માણસ આશ્ચર્યમા પડે છે, વાચો નીચેની એક કડી

શુકે ઇઝદ કે મયાને મનો ઉ સુલ્હ ઉફતાદ
હુરીયાં રકસે કુનાં સાગીરે શુક્રાના ઝદન્દ

## ભાષાંતર.

ઇશ્વરનો આભાર કે મારા અને તેના વચ્ચે સલાહ થઈ ગઇ (જે માટે) સ્વર્ગની અપ્સરાઓએ નાચતા કુદતા આભારના પ્યાલા પીધા

જુઓ આ કડીમા તમને ઉચાઇ દેખાય છે? હાફીઝ અને તેની માસુક વચ્ચે સલાહ થઇ, અને તેને તે કેવી રીતે દેખાડે છે? જાણે આ પ્રેમી યુગલમા સલાહ થાય તેની સ્વર્ગની અપ્સરાઓ પણ માર્ગ પ્રતિક્ષા કરતી હતી! અને તેઓની પણ એજ ઇચ્છા હતી, કે હવે તે પ્રેમીઓ સલાહ કરે અને જ્યારે સલાહ થઈ ચુકી ત્યારે જગત તો શુ પણ સ્વર્ગની અપ્સરાઓમા પણ આનદ પસરાઇ રહયો, અને તેઓએ નાચતા કુદતા હર્ષમા ઇશ્વરનો આભાર માન્યો.

## કાવ્યોમાં કટાક્ષ.

એતો લેખકો માટે સાધારણ વાત છે, કે જ્યારે તેઓ કાઈ લખવા બેસે છે, ત્યારે તે લખાણમાં અમુક કટાક્ષો જરૂ

રજુ કરવામા આવે છે પણ તે કટાક્ષો પ્રજા સમજી શકતી નથી છતા લેખક મહાશય જેને સબોધી કટાક્ષ કરે છે, તે તો તરતજ સમજી જાય છે. હવે કટાક્ષની રૂઢીઓ પ્રત્યે આપણે જોઇએ તો આપણને સ્પષ્ટ સમજાશે કે ત્યા પણ સ્વાર્થ અને પરમાર્થ બીરાજે છે, કેટલાકોને હાજીહા કરવી પડે છે, તો કેટલાકોને પૈસા ચખાડવા પડે છે, આજકાલના અમુક લેખકોમા તો હુ પોતે જોઈ ચુકયો છુ, કે તેઓ માત્ર પોતાની મરજીને આધીન થઇ પોતે એક લેખક છે, એમ દેખાડવા, કેટલાકો ઉપર કટાક્ષ કરી બાપડાને પજવે છે નાટક કપનીવાળાએ ટીકીટ ન આપી, તો તેનો ખેલજ ખરાબ સીનેમાવાળાઓએ બેસવા ના પાડી તો કલમ ને કાગળ સામે મુકાયા, લેખક મહાશય કહે તેમ જો તમે ન કર્યું તો વર્તમાનપત્રોનો આસરો લેવાયો, અને જોઇતા પૈસા જો તમે તે સાક્ષરને ન આપ્યા તો તો તમને હાલવું ચાલવુ પણ ભારે થઇ પડે

વર્તમાન સ્થિતિ તપાસતા ઉપર દર્શાવેલા સદગુણો ધરાવતા લેખકો ડગલે ને પગલે તમને જણાશે, જ્યારે નિષ્પક્ષ રહી, કુધારાને ઠેકાણે સુધારા દાખલ કરાવનારી, ફીલ્મ કપની કે નાટક કપનીઓને તેમની ભુલ દેખાડનારા, પ્રજાને લાભ પહોચાડનારા લેખકો બહુજ ઓછા નજરે પડશે, હુ કાઇ બધા લેખકોને સ્વાર્થી નથી કહેતો જેમ મે સ્વાર્થી સાધુડાઓ દીઠા છે, તેમ પરમાર્થી અને નિષ્પક્ષ રહી કાર્ય કરનારા બધુઓ પણ મને જણાયા છે

ન હર ઝન ઝનરેત ન હર મદ મર્દ
ખુદા પજ અંગુશ્ત યકસાં ન કર્દ

## ભાષાંતર.

દરેક સ્ત્રી, સ્ત્રી નથી તેમ દરેક પુરૂષ, પુરૂષ નથી ઇશ્વરે પાચે આગળા સરખા બનાવ્યા નથી. તેમ સ્વાર્થી લેખકો હશે, તો પરમાર્થીએ હશે ખરા, આવો હવે જરા શીરાઝનાં ખરા અને તડફડ સાચુ કહી દેનારા કવિની મુલાકાતે જઇએ. ખરૂ કહેવામા માણસ હીણાય છે, સાચુ બોલવામા તે લુચ્ચો ગણાય છે ખરો છતા હાફીઝે તેવા વિશેષણોની લેશ માત્ર પણ દરકાર કરી નથી ઉપદેશકોને તેમના કર્તવ્યનુ ભાન કરાવતા હાફીઝ કહે છે

ઝાહેદે ખીલ્વત નશીં દોશ બમયખાના શુદ
અઝ સરે પયમા ગુઝશ્તો બર સરે પયમાના શુદ

## ભાષાંતર.

એક ખુણામા બેસી ભક્તિ કરનાર ભક્ત દારૂના પીઠામા ગયો પોતાનુ વચન તોડયુ અને મધુ પ્યાલાનો સ્વીકાર કર્યો.

શુ આજકાલના ભકતોની એ સ્થિતિ નથી ? છે જેના જવાબમા હાફીઝ પોતેજ કહે છે.

વાએઝાન કીન જલ્વા બર મહેરાબો મીમ્બર મી કુનન્દ
ચુન બખીલ્વત મીરવન્દ આં કારે દીગર મી કુનન્દ

## ભાષાંતર.

તે ઉપદેશકો જેઓ ઉપદેશ સ્થાન કે મસ્જીદમા બીરાજે છે. ( અને શીખામણો આપે છે ) તેઓ જ્યારે એકાતમા જાય છે, ત્યારે બીજુજ કામ કરે છે

સેકડો વર્ષ પૂર્વે હાફીઝે કહેલી વાત આજે સાચી ઠરે છે, મહા તપસ્વી કે ભકત, સાધુ કે ઉપદેશકના સુદર વસ્ત્રો હેઠળ છુપાએલા પીશાચોજ મહાન પુરૂષ તરીકે ઓળખાઇ કાળા કૃત્યો કરે છે, લાબી દાઢી અને હાથમા માળા રાખી જાણે કેવા તે ઇશ્વરના ખરા પ્રેમી હોય તેમ માણસો સામે મોટી મોટી વાતો કરી એકાતમા તે લપટી શયતાનો જેટલા બને તેટલા કાળા કૃત્યો કરે છે આવા શયતાન સાધુડાઓનો થોડે ઘણે ભાગે સેવકને પણ અનુભવ છે. ઉપદેશ સ્થાને જઇ બેસનારા, અને ભક્તિ કરી કરી, ઈશ્વરને નમન કરી કરી કપાળ ઉપર કળુ ટીલુ ધરાવનારા લુચ્ચાઓનો થોડો ઘણો પરિચય સેવકને પણ છે. છતા અત્યારે વધુ કાઈ ન લખતા માત્ર એટલુજ કહીશ કે,

**હઝરતે ઝાહેદ હમારા છેડ કી આદત નહીં**
**ગુદગુદી હોતી હય દીલમે પારસાકો દેખકર**

તેવા પાપીઓના મોઢા ઉપર તમાચો ખેચતા શીરાઝી બુલબુલ પોકારે છે

**મન ઇ મુરક્કએ પશમીના બહુર આં દારમ**
**કે ઝેરે ખરકા કશમ મય કસઈ ગુમાં ન બુરદ**

## ભાષાંતર.

હુ આ ફાટેલો તુટેલો, થીગડા લાગેલો જભ્ભો એટલા માટે પહેરૂ છુ, કે તેની નીચે મદીરા સતાડી પીઉ અને કોઇને મારા ઉપર શકા પણ ન જાય

**બડા કે ડાળી બને હુય મુલ્લાં બગલમે બોતલ શરાબકી હુય.**

## પ્રેમ મસ્તી.

પ્રેમ એ બે અક્ષરી નામ પણ કાંઇ વિચિત્ર અસર ધરાવે છે. એની ભાવના અને મજાહને તો તેજ ઓળખી શકે છે, જેણે કોઇ અલબેલડીના ચીતવન કમાનમાથી છુટેલા નેત્રબાણના ઘા જીલ્યા હોય તેની મીઠી વેદના અને સુખની કલ્પના તેજ કરી શકે છે, જે એના સપાટામા સપડાયો હોય ખરે-ખર પ્રેમ એ અસહ્ય કષ્ટમાં સુખ છે નર્કમા સ્વર્ગીય મજાહ છે. અરણ્યમા ઉપવન છે, કંટકમા ગુલાબ છે, એ દુ:ખદ સુખને ઓળખવુ અતિ કઠીણ છે કોઇના કોમળ પગ તળે તમારા હૃદયને કચરાવા મુકી દો, ત્યાર પછીજ તમે એ સુંદર સ્વરૂપ હેઠળ છુપાએલા, અમૃતવેશમા સંતાએલા ઝેરને ઓળખી શકશો

પ્રેમભાવ તો પ્રત્યેક મનુષ્યમા છેજ, બાળક કે યુવાન, સ્ત્રી કે પુરૂષ દરેકે દરેક વ્યક્તિ પ્રેમ સાથે સંબધ તો ધરાવે છેજ. માતાને પ્રેમ નીરાળો પિતાનો ચાહ વળી જુદો બ્હેન, ભાઇ

અને મિત્રોનો પ્રેમ વળી કાંઈ વિચિત્ર અસરનો, અને કોઇને સામે બેસાડી દેવ ગણી પુજા કરવાની અભીલાષા ધરાવતો પ્રેમ તો સૌથીજ નીરાળો એવા વિવિધ પ્રકારના પ્રેમમા મનુષ્યનો હાથ છેજ હાફીઝ એ સઘળા પ્રેમોથી વેગળા જતા, ઇશ્વરનો પ્રેમ દેખાડે છે કોઇ સુદરીના કોમળ ગાલો અને નાગણી કેશોમા પોતાની પ્રિયા (ઇશ્વર) ના વખાણો કરે છે જેના રહસ્યને સમજવા માટે શકિતની જરૂર છે હાફીઝના પ્રેમ વર્ણનથી ભરપુર કાવ્યોને વાચી ઇશ્વરભકતો, તેના વખાણ કરે છે, જગતની પ્રિયામા મસ્ત બનેલાઓ તેને યાદ કરે છે. અને તે કાવ્યોમા મુકાએલા શબ્દો વાચી અથવા કોઈ કોમળ કઠથી ગાતો હોય તે સાભળી મસ્ત બની ડોલવા લાગે છે.

હાફીઝના પ્રેમ ભાવથી ભરપુર કાવ્યો હવે તમે પણ સાભળો

બીયા તા ગુલ બરફશાનેમે । મય દર સાગર અદાઝેમ,
ફલકરા સકફ બીશગા ફેમો તરહે નવ દર અદાઝેમ (૧)

અગર ગમ લશકર અગેઝદ કે ખુને આશીકાં રેઝદ,
મનો સાકી બહમ સાઝેમો બુન્યાદશ બર અદાઝેમ, (૨)

ચો દર દસ્તસ્ત રૂદે ખુશ બેઝન મુત્રીબ સરોદેખુશ,
કે દસ્ત અફશાં ગઝલ ખાનેમો પાકોબા સર અદાઝેમ; (૩)

યકે અઝ ઇશ્ક મીલાફદ દીગર તામાત મી બાફદ,
બીયા કી દાવરા હારા બપેશ દાવર અંદાઝેમ; (૪)

બીયા જાનાં મુનવ્વર કુન ઝે રૂયત મજલીસે મારા,
કે દર પેશત ગઝલ ખાનેમો દર પાયત સર અંદાઝેમ; (૫)
મુઅનકાની ઓ ખુશખાની ન મી વરઝંદ દર શીરાઝ,
બીયા હાફીઝ કે મા ખુદરા બમુલ્કે દીગર અંદાઝેમ; (૬)

## ભાષાંતર

(૧) હે ! પ્રિયા આવ, કે અમે પુષ્પો પાથરીએ અને મદીરા પ્યાલાઓ ભરીએ આસમાનને ફાડી નાખીએ અને નવિન બી રોપીએ

(૨) જો દુ ખ એવા વિચારથી હુમ્લો કરે છે, કે હુ પ્રેમીઓને કતલ કરી નાખુ, તો હુ અને સાકી સાથે મળી તેને જડમાથી ઉખેડી ફેકી દેશુ.

(૩) હે ગવૈયા જ્યારે તારા હાથમાં વાજીત્ર છે, (તો હવે તુ) એક એવો સુદર ગીત ગા કે અમે હાથો ઉછાળતા ગઝલો કહીએ અને મસ્ત બની માથુ નાખીએ.

(૪) એક તો પ્રેમની ડપ્રાસ મારી રહયો છે, ત્યારે બીજો કરામતનો જામો પહેરી રહયો છે, (માટે) આવ કે આપણે આ મામલો સૌથી વડા ન્યાયાધીશ (ઇશ્વર) આગળ રજુ કરીએ

(૫) હે ! પ્રિયા આવ અને તારા સુદર મુખથી અમારી સભામા પ્રકાશ પ્રસરાવ, કે જેથી અમે તારી આગળ ગઝલો કહીએ, અને તારા પગ ઉપર માથુ મુકીએ.

(૬) લેખક અને કવિઓની શીરાઝમાં (હાલ તો મને હિંદુસ્તાનમાંજ આ રંગ નજરે પડે છે, હાફીઝ સેંકડો વર્ષ પુર્વે જે કહી ગયા છે, તે હાલ હિંદુસ્તાનમાં બનતુ દૃષ્ટિ ગોચર થાય છે.) કાંઇ કદર નથી. માટે હે! હાફીઝ આવ કે આપણે બીજે દેશ જઇએ.

હાફીઝે કહેલા પ્રેમી કાવ્યોમા મદીરા માટે પ્રિયા માટે અથવા સ્પષ્ટ અર્થોમા ઇશ્વર માટે કહેલા કાવ્યોમાથી જુદા જુદા પ્રકારના કાવ્યો હુ રજુ કરૂ છુ, જેમાથી વાચકોએ એક ગઝલ વાચી ચાલો એક કડી વધારે વાચો, અને મદીરા પ્રેમ નીહાળો

તા ઝે મયખાનઓ મય નામો નીશાં ખાહદ બુદ
સરે મા ખાકે રહે પીરે મુગાં ખાહદ બુદ

## ભાષાંતર.

જ્યા સુધી મદીરા અને મયખાના (પીઠા) નુ નામ કાયમ રહેશે ત્યા સુધી અમારૂ માથુ સાકીના માગની મટોડી બનશે.
એક બીજી ગઝલમા હાફીઝ કહે છે,

સાકીયા બરખેઝ દર દેહ જામરા,
ખાક બરસર કુન ગમે ઐયામરા; (૧)
ગરચે બદનામીસ્ત નઝદે આકેલાં,
મા નમી ખાહીમ નગો નામ રા; (૨)

(૧) હે! સાકી ઉઠ અને જામ લાવ, જમાનાના દુખો માથે ધુળ નાખ

(૨) જો કે (મદીરા પીવામા) અકલમદોની નજરમા તો બદનામ થવાનુ છે પણ મને મારા નામની લેશમાત્ર પણ પરવા નથી

હદ કરી હાફીઝે હવે તો હદજ કરી જમશેદ જેવા પ્રતીભાશાળી રાજાને હાફીઝ વેચવા નીકળ્યો છે, લ્યો સાભળો.

કે બુરદ બ નઝદે શાહાં ઝમને ગદા પયામે,
કે બકુએ મય ફરોશાં દો હઝાર જમ બ જામે;

## ભાષાંતર.

બાદશાહો પાસે આ પેગામ કોણ પહોચાડે છે, કે મદીરા વેચનારાઓની ગલીમા એક પ્યાલામા બે હજાર જમશેદો વેચાય છે

બયફશાં જુરએ બરખાકો હાલેઅહેલે દૌલતબીં
કે અઝ જમશીદો કય ખુસરૂ હઝારાં દાસ્તા દારદ

## ભાષાંતર.

એક ઘુટ (મદીરા) ભુમી ઉપર નાખો અને બાદશાહોની હાલત સાભળો, કે તે જમશેદ અને કયખુસરૂ (કૈખશરૂ) ના હજારો કીસ્સા કહી સભળાવે છે.

મદીરા પ્રેમમા ઉચ્ચારેલા હાફીઝના કાવ્યો વાચી તમે એમ ન માની બેસજો કે હાફીઝ પણ મધુ પ્રેમી હતા પણ હુ લખી ચુક્યો છુ, તેમ, પ્રિયાના વર્ણનમા તેઓ ઇશ્વરને યાદ કરે છે, મદીરાનુ વર્ણન કરતા તેઓ આબે કૌસર અથવા શરાબે તહુર એટલે સ્વર્ગમા મળનારા પવિત્ર પીણાના વખાણ કરે છે, અથવા બીજાજ કોઇ ભેદમા તેઓ મદીરાને પ્રજા સમક્ષ રજુ કરે છે

## અરબી ભાષા અને હાફીઝ.

હાફીઝની જેટલી ગઝલો છે, તે માત્ર ફારસી ભાષામાજ રચાએલી છે, છતા તેમના દીવાનમા અરબી મિશ્રિત ગઝલો પણ આપણે જોઈ શકીએ છીએ જે ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે હાફીઝ માત્ર ફારસી એટલે પોતાની માતૃભાષાજ નહીં પણ અરબી ભાષાએ સારી રીતે જાણુતા "હાફીઝ," હાફીઝે કુરઆન હતા, તે તો હુ આરભમાજ લખી ચુકયો છુ છતા પોતાની ફારસી ગઝલોમા અરબી કેટલી ખુબી ભરી રીતે તેમણે ગોઠવી છે, તેનુ અવલોકન હવે હુ વાચકોને કરાવવા ધારૂ છુ, હાફીઝે, કુરઆનના પણ કેટલાક વાકયો પોતાની ગઝલોમા લખ્યા છે, જે એટલી તો સુદર રીતે ટાકવામાં આવ્યા છે કે, જાણે હાફીઝે સુવર્ણ ઘરેણામા પાણીદાર હીરાજ ગોઠવી દીધા છે, વાચો આ કાવ્ય

બ હુસ્ને આરેઝો કદે તો બુરહેઅન્દ પનાહ
બેહીસ્તો તુબીઓ તુબા લહુમ વહુસ્ન મઆબ

## ભાષાંતર.

તારા કદ અને ગાલના સૌદર્યમા સ્વર્ગે આસરો લીધો (વાહુવાહ) તેની આસરો લેવાની જગ્યા કેવી સુદર છે.

વાચો એક બીજી કડી જેમા બીજી લીટી કુરઆનમાથી લીધેલી છે

**શબે વસ્લસ્તો તય શુદ નામએ હીજ્ર**
**સલામુન હીય હત્તા મતલઆીલ ફેજ્ર**

## ભાષાંતર.

વસ્લની રાત છે વિયોગનો વખત વહી ગયો છે પ્રભાત થતા સુધી હવે સલામતી છે

**અઝ ખુને દીલ નવીશતમ નઝદીકે યાર નામહ**
**ઇન્ની રઅયતો દહરન મીન હીજરેકલ કયામહ**

## ભાષાંતર.

મે મારી પ્રિયાને અતરના લોહીથી એવી મતલબનો પત્ર લખ્યો કે હે ! પ્રિયા તારા વિયોગથી જમાનો કયામત બની રહ્યો છે, (કયામતના અર્થ વાચકો આગળ વાચી ગયા છે)

**પુરસીદમ અઝ તબીએ અહવાલે દોસ્ત ગુફતા**
**ફી બુઅદે હા અઝાબુન ફીકરબેહજ દામહ**
**ગુફતમ મલામત આરદ ગરગીરદ દોસ્ત ગરદમ**
**વલ્લાહે મા રઅયના હુબ્બન બીલા મલામહ**

## ભાષાંતર.

મે એક વૈદ્યને મારા મિત્રની હાલત પુછી, તેણે કહ્યુ, કે તે મિત્રથી જુદા રહેવામા પાપ છે, જ્યારે સાથે રહેવામા બદનામી છે

મે કહ્યુ (કે હા) જો હુ મિત્રના આસપાસ ફરૂ છુ, ત્યારે તે મને ભુડુ બોલે છે હુ ઇશ્વરના સોગન ખાઇ કહુ છુ કે પ્રેમમા બદનામી અને ભુડુ સાભળવુજ પડે છે

ઉપર થોડાક કાવ્યો ટાકવામા આવ્ય છે, પણ વાચકો જો હાફીઝની દીવાન ઉપાડી જોશે તો તેમા અનેક એવી ગઝલો મળશે જેમા ફારસી સાથે અરબી ભાષા પણ સાથે હોય હાફીઝની દીવાનમા કેટલીક ગઝલો તો એવી છે, જેમા ભાગ્યેજ કોઇ કડીમા અરબી ભાષાનો ઉપયોગ ન થયો હોય નહીં તો ગઝલમા લગભગ બધી કડીઓ સાથે અરબી ભાષા જોડાઇ છે

હાફીઝ શીરાઝીની ગઝલો સબધે વાચકોને હુ કલ્પના કરાવી શકતો નથી, કારણ કે જ્યા સુધી વાચકોના હાથમા તેમની દીવાન ન હશે ત્યા સુધી કાવ્યોની મજાહ નહીં મળી શકે, આ તો માત્ર જીવન વૃતાત લખતા જુજ ગઝલો અને કાવ્યો મે લખ્યા તેથી કાઇ સપુર્ણ માહીતી વાચકો મેળવી શકે એ અશકય છે હાફીઝની પુરી દીવાન ગુજરાતી ભાષાતર સાથે વાચકોના ચરણમા ધરવાની અભીલાષા તો છે છતા હાલ ઈશ્વર તે પુરી કરે એવી પ્રાર્થના કર્યા સીવાય વધુ કાઇ

કરી શકતો નથી અંતરમા રમી રહેલી આશ ફળીભુત થાય ત્યારે વાત

## ભણ્યા પણ ગણ્યા નહિં.

"ભણ્યા પણ ગણ્યા નહુ," એમ આપણે કેટલીકવાર વૃદ્ધ પુરૂષોને બોલતા સાભળી ચુકયા હઈશુ. નિશાળે જઈ લીધેલી કેળવણી અને જગ્તના અનુભવોમા આકાશ પાતાળ નો તફાવત છે જ્યારે કોઇ ભણેલો માણુસ કોઇ ભુલ કરે છે, ત્યારે તેના વગીલો કે મિત્ર મડળમાથી કોઇને બોલતા સાભળીએ છીએ કે "ભણ્ય પણ ગણ્યા નહીં," ખરેખર કેળવણી પ્રાપ્ત કરી તે વિદ્યારૂપી સુવર્ણાલકાર પર પાલીસ ચઢાવી તેને ચકચકીત બનાવવા અનુભવની જરૂર છે દુન્યા કેમ ચાલે છે? જગ્તમા શુ શુ બને છે, માણુસો પોતાની રહેણી કરણી કેવી રાખે છે? એ સઘળુ જાણુવાની ખાસ જરૂર છે એ સબધેની આવડત વિના ભણેલા માણુસો પણ કાઈ કરી શકતા નથી. એક વિદ્વાન માણુસ પ્રખ્યાત થયો તેનુ નામ પણ આપણે જાણી શકયા હવે તે શકિતવાન માણુસની રહેણી કરણી અને રીતભાતનો પરિચય કરવાની આવશ્યકતા રહો તેનુ અવલોકન કરતા આપણે ઘણુ નવુ શીખી શકીએ છીએ. શ્રિમતો શુ કરે છે? નિર્ધન માણુસો કેમ વર્તે છે? આ બનાવ શા માટે બન્યો? ફલાણાએ આમ કર્યું તેનુ કારણ શુ? આ માણુસ સાધન ધરાવતો હોવા છતા આવી સ્થિતિ શા માટે ભોગવે છે? જગ્તમા પ્રપચો કેમ થાય છે?

એવી એવી અનેક બાબતોને પુગી વળવા માટે દુન્યામાં ફરવાની જરૂર છે અવલોકન કરવાની જરૂર છે, એક વિદ્વાન ભણેલો પડિત ગણાતો માણુસ ભણ્યા છતા ઘેરમા બેઠો હશે, તો તેને જગતમા શુ થાય છે તેની લેશમાત્ર પણ ખબર નજ હશે અને તેથી જગતની હરતી ફરતી છાયામાથી પસાર થતા, જ્યારે તે માણુસ ઉપર કોઈ અણધાર્યા સકટની ચઢાઈ થશે ત્યારે તે બાપડો ગભરાઈ જવા સિવાય તેનો નિર્ણય તરતાતરત કરી શકવાને અશકય થઈ વધુ દુખમા પડશે. તેથી ઉલટુ જો એકઅજ્ઞાન માણુસ જે જગતની ચઢતી પડતી, વ્યવહાર અને લીલી સુકી જોઇ ચુકયો હશે, તે પોતાના દુખોને સ્હેલાઈથી ઠેલી શકશે ટુકમા એટલુજ કે જગતમાં પ્રથમ વસ્તુ જે છે, તે "અનુભવ" અનુભવ વિનાની કેળવણી અને વિદ્યા એક બુઠ્ઠી તલવાર સમાન છે જે તલવા- એક તલવાર હોવા છતા તમારા શત્રુઓને કાપી નાખવાની તાકાત ધરાવતી નથી, કોઇને આર્થીક દુખ હોય છે, કોઇને સસારી દુખ હોય છે કોઈ રોગથી પીડાય છે, કોઈ સ્નેહીઓથી હીણાય છે એવા અનેક પ્રકારના દુખોને ટાળી નાખવા સમયસુચકતા, વ્યવહાર કુશળતા, ચાતુર્ય અને અનુભવની જરૂર હોય છે કાઇ સર્વ પ્રકારે આપણે વિદ્વાન થઇ શકતા નથી વિશાળ જગતના દરેક કાર્યમા આપણે માથુ મારી શકતા નથી, અને જો માથુ મારીએ તો એ દરેક વસ્તુને આપણે પુગી વળી શકતા નથી આપણેજ નહીં પણ થઈ ગએલા મહાન પુરૂષો પણ પુગી વળ્યા નથી, અને તેથી

છેવટે અનુભવનો ભંડાર ભર્યા છતાંએ તેમને બોલવુ પડે છે, કે "મઅલુમ શુદ કે હેચ મઅલુમ ન શુદ." ખબર પડી કે (દુન્યાના અનુભવ સબંધેની અથવા દુન્યાની અમને) કાંઈ ખબર ન પડી

હાફીઝ પણ એજ મતલબની એક કડીમાં કહે છે,

બેરવ અય ઝાહેદે ખુદ બી કે ઝે ચશમાને મનોતો
રાઝે ઈ પરદા નેહાનસ્તો નેહાં ખાહદ બુદ

## ભાષાંતર.

પોતાનેજ જોનારા ભકત ચાલ્યો જા. આ પરદાનો ભેદ તારી અને મારી નજરથી છુપો છે, અને છુપોજ રહેશે

બીજી કડીમા બુલબુલ કહે છે,

ન શવી વાકેફે યક નુક્તા ઝે અસરારે વુજુદ
ગર તો સર ગશ્તા શવી દાએરએ ઇમ્કાનરા

## ભાષાંતર.

જગતના ભેદોમાથી એક તલ બરાબર પણ તુ માહીત ગાર થઈ શકતો નથી. પછી ગમે તો તુ આખી દુન્યા ફરી આવે.

હાફીઝે ખરૂજ કહ્યુ છે. જગતમા અનુભવ મેળવવો એ એક મહા કઠીણ કાર્ય છે આપણે પોતે પોતાનેજ ઓળખી શકતા નથી ત્યારે દુન્યાને કયાથી ઓળખી શકીએ? આપણને પોતાનીજ ખબર નથી કે આપણે આવ્યા કયાથી? આપણે

કોણ છીએ ? શા માટે આવ્યા ? અને હવે પછી કયા જનાર છીએ ? જો કે આપણે માગીએ તો જાણી શકીએ છીએ. જે પરમાત્માએ ઉત્તમ માનવ અવતાર આપી તમને મોકલ્યા, તેણે તે સઘળુ સમજવાની શક્તિ પણ આપી છે છતા સમજે કોણ ? સમજવાની મહેનત કોણ લે ? જો સમજવા બેસીએ તો પછી મોજ શોખ કોણ કરે ? ખરેખર આપણે માનવ અવતારમા અવતરી ઢોરથી પણ અધીક જીવન ગુજારીએ છીએ. ન સમજનારા માણસોને સમજ આપતા હાફીઝ ટુકમાજ કહે છે

અયાં ન શુદ કે ચેરા આમદમ ? કુજા બુદમ ?
દરેગો દર્દ કે ગાફીલ ઝે કારે ખેશતનમ

## ભાષાંતર.

કાંઈ ખબર ન પડી કે હું શા માટે આવ્યો ? (અને અહીં આવ્યા) અગાઉ કયા હતો ? અફસોસની વાત છે, કે હુ મારી હાલતથીજ અપરિચિત રહયો

ખરેખર મનુષ્ય પોતાનેજ ઓળખી શકતો નથી અને તેથીજ કુદરતના ભેદો સમજી શકતો નથી, અગાઉ અનુભવની જે વાત હુ લખી ગયો છુ તેથી પણ વિશેષ ગુચવણ ભર્યો મામલો જો હોય તો તે કુદરત છે વિચિત્ર કુદરતની વિચિત્રતાને ઓળખવુ અને તેના ભેદ સુધી પુગી વળવુ તદ્દન અશકય છે આપણે શા માટે પેદા કરવામા આવ્યા, અને

પેદા કર્યા પછી ઈશ્વરે મૃત્યુ શા માટે રાખ્યુ? તે પછી આપણે કયા જનાર છીએ? અને આપણુ શુ થશે? આટલા પ્રશ્નો ઉપર તમે પોતેજ વિચાર કરવા બેસો ઉંડાણમા ઉતરતા ચાલ્યા જાઓ, પણ પાર વિનાના આ ભેદી સમુદ્રને તમે ઓળગી નજ શકશો છેવટે તમારૂ માથુ ફરી જશે બુદ્ધિ કામ કરતી અટકશે અને તમે જયાથી આગળ વધ્યા ત્યાજ આવી અટકશો આ ભેદને જાણવા માટે નિશાળે લીધેલી કેળવણી કામ લાગતી નથી આમા બીજાજ પ્રકારની કેળવણીની જરૂર છે.

**બે શુ અવરાક અગર હમદર્સ માઇ**
**કે ઇલ્મે ઇશ્ક દર દફતર ન બાશદ**

## ભાષાંતર.

જો તમે અમારા જેવા થવ ચાહો છો તો પુસ્તકોને ધોઈ નાખો. કારણ કે પ્રેમ પાઠો ( આ ભેદને જાણવાની રીત ) પુસ્તકમા લખેલા નથી હોતા

આ કડીથી સીધ થઇ ચુકયુ કે એ કુદરતના ભેદો જાણવા માટે ભણતર કામ નથી લાગતુ પણ,

**હરકે શુદ મહરમે દીલ દર હરમે [યાર બે માનદ**
**વાન્કે ઇનકાર ન દાનસ્ત દર ઇન્કાર બે માનદ**

## ભાષાંતર.

જે પુરૂષ પોતાના દીલના ભેદોથી માહીતગાર થયો તેતો પ્રિયાના દ્વાર સુધી (ઇશ્વર સુધી) પહોચી શકયો. અને જે

(પોતાનેજ) ન ઓળખી શકયો તે તો નાજ પાડતો રહ્યો (ઇશ્વરની હસ્તીને ભુલી ગયો.)

ખરેખર ઇશ્વરને ઓળખ્યા અગાઉ માણસે પોતાને ઓળખવુ જોઇએ. જયા સુધી તે પોતાનેજ ન ઓળખી શકે ત્યા સુધી ઇશ્વરને અને તેની કુદરતને તે વળી શુ ઓળખી શકવાનો હતો ? જેવી રીતે એક માણસ "હીમાલ્યા પર્વત" ના શીખરે જઈ ઉભો રહે, અને દુન્યાને જોયા કરે તેને બધુ દેખાશે, કારણ કે તે ઉંચાઇ ઉપર ઉભો છે ત્યા ઉભો ઉભો તે ચોમેર નજર ફેરવી જોઇ શકશે ખરો, પણ તે ગગન ચુબીત પર્વત ઉપર ઉભેલો માણસ સમુદ્રને પ્રશ્ન કરે કે, "તુ આમ શા માટે ઉછળે છે ? તુ કોણ છે ? શા માટે બન્યો છે ? તો શુ તે સમુદ્ર તેને જવાબ આપશે ? કદી નહીં, પણ તેથી વેગળા જતા જો એક જગ્યાએ બેસી એકાગ્ર ચિત્તે સમુદ્રની હસ્તી સબધે પોતાના મનને પ્રશ્ન કરશે અને કુદરતે બનાવેલા સમુદ્રનુ ઉપયોગીપણુ દૃષ્ટિ હેઠળ રાખી જે ઉત્તર તે મેળવવા માગશે ત એક જગ્યાએ બેઠા બેઠા મેળવી શકશે, મુળ વાત અવલોકનની છે, બુદ્ધિબળની છે આપણી શક્તિની છે હીમાલ્યા ઉપર જવાથી કાઈ વળે એમ નથી અને પુસ્તકોના પુસ્તકો વાચી જવાથી કાઇ વળે એમ નથી મનુષ્યે પોતાની શક્તિઓ ખીલવવી જોઇએ અને તે શક્તિઓ ત્યારેજ તેના કબજામા આવશે, જ્યારે તે પોતાના આત્માને વશ કરી શકશે. કુદરતી ભેદની મજબુત ગાઠો ખોલવા માટે પ્રેમની જરૂરત છે. પ્રેમના આગળાજ તે ગાંઠો ખોલી શકશે.

ઇશ્વરથી પ્રેમ સબધ સાધ્યા પછીજ ઈશ્વરને માણુસ મેળવી શકે છે. કોઇ પ્રિયા ઉપર મોહિત થનાર પ્રેમી જ્યા સુધી બરબાદ નથી થઈ જતો ત્યા સુધી પ્રેમની ખરી મજાહ તેને નથી મળતી, પ્રેમમા માણુસ હાડમાર થાય છે, હીણુાય છે, પ્રિયાની યાદમા સુકાતો જાય છે ત્યારેજ તે પ્રેમની અસર પ્રિયા ઉપર થઇ શકે છે.

આદમી પહેલે સોહબ્બત મે બીગડ લે તો બને
જબ માલે ખાક મે દાના તો શગુફા નીકલે

માણુસ પ્રેમમા પ્રથમ બરબાદ થઇ જાય ત્યારેજ તે તેમા સફળતા મેળવી શકે છે, બી જયારે ભુમીમા દટાય છે, ત્યારેજ ફળ આપે છે

અત્યારે આ વીષય લખતા મે નાનપણુમા 'એક કવિતા લખી હતી જેની થોડીક કડીયો મને યાદ આવી ગઇ જે પણુ વાચકો સમક્ષ રજુ કરૂ છુ સનમની શોધ કરવી અને તેને મેળવી લેવુ એ સ્હેલ નથી સનમ (ઇશ્વર) પાસેજ છે, છતા દુર છે. એ ભાવાર્થની લેખકની એક કડી વાચો.

સનમ કયાં પણુ નથી તુ છે સનમ તુજમા સમાયો છે.
વિચારીજો પછી જા તું સનમ ને શોધવા માટે
સનમની તુ ચરણુરજ થા પછી ઉઠશે સનમ થઇને
નકામા માર ના ફાંફા સનમને શોધવા માટે

જ્યારે પણુ એક કામ પાછળ લાગવુ તો પછી તેનાજ થઇ જવુ તેને પ્રાપ્ત કરવા બરબાદ થઇ જવુ ત્યારે અને

ત્યારેજ તે પ્રિય વસ્તુ મેળવી શકાય છે [જગતની પ્રિયાના પ્રેમીઓ તો ચિંતામાં સુકાય છે ત્યારે ઇશ્વરને શોધી કાઢવા માટે અને તેના ભેદને પુગી વળવા માટે માણસે શું કરવું જોઇએ તેની કલ્પના વાચકો પોતેજ કરી લે ઇશ્વરને ન મેળવી શકવા માટે જો કોઇપણ વસ્તુ આડી આવતી હોય તો તે માણસ પોતેજ છે. મનુષ્ય પોતેજ પોતાનો પડદો છે જે માટે હાફીઝ પોતે પણ સાક્ષી આપે છે.

**જમાલે યાર નદારદ નકાબો પરદા વલે**
**ગુબારે રહ બનશાંતા નઝર તવાની કર્દ**

## ભાષાંતર.

પ્રિયાનું (ઇશ્વરનુ) સૌંદર્ય પડદા વિનાનુ છે છુપુ નથી. માર્ગમા (ઉડતી) રજ સાફ કરી નાખો અને તે તમને દેખાવા માડશે.

**મયાને આશેકો મા'શુક હેચ હાએલ નિસ્ત**
**તો ખુદ હિજાબ ખુદી હાફીઝ અઝમયાં બરખેઝ**

## ભાષાંતર.

પ્રિયા અને પ્રેમી વચ્ચે કોઈ વસ્તુ આડી નથી હાફીઝ તુ પોતેજ તારો પડદો છે (માટે તુજ) વચમાંથી ઉઠી જા.

માર્ગમા ઉડતી રજ સાફ થઇ જાય તો ઇશ્વરને જોઇ શકાય. વાચક ! માર્ગમા ઉડતી રજ એટલે અભીમાન જો

માણુસ "હું પણુ" અને અભીમાન છોડી દે તો ઇશ્વરને જોવાના માર્ગમા કશા પણુ વીઘ્નો નડનાર નથી "હું પણુ" એજ માણુસને હાડમારીના યજ્ઞ કુંડમાં હોમી દેનાર વસ્તુ છે. અહંકારથી ઇશ્વરને મળવુ તો બાજુએ રહ્યું પણ જગતના માણુસો વચ્ચે પણ તે હીણાય છે અહંકારી માણુસ એટલુ સમજતો નથી કે "હું" એ તો માત્ર તે સકળ સૃષ્ટિના સરજનહાર માટેજ છે, અભીમાનથી વ્યર્થ આડંબરથી માણુસ મનુષ્ય તરીકે નહીં પણુ ઢોર જેવુ જીવન ગાળે છે તે આત્મ પુજક બને છે. અને પોતેજ કાંઈ હોય એવી માન્યતા ધરાવતો થાય છે

જેવી રીતે એક રાજા હોય, અને તે એક સુંદર મહેલમા રહેતો હોય, નોકર, ચાકરો વૈભવ, અને પોતાના આરામ સિવાય તે અહંકારી રાજાને જગતની લેશ માત્ર પણુ ચિંતા ન હોય, મોજ શોખમાજ રહેતો હોય, તેવા રાજા સામે એક ભિક્ષુક કે ગરીબ માણુસ જે ભુમીને પથારી ગણી તે પર સુતો હોય, સુકા ટુકડાથી પેટ ભરતો હોય, સુર્યના તાપથી અને કકડતી ટાઢથી બચવા બાપડાને આસરો પણુ ન હોય તેવા બે માણુસો વચ્ચે, જ્યારે વૈભવ વીલાસી, અને મોજ શોખમા પડયો પાથર્યો રહેનાર અભીમાની રાજા દુ:ખ માં આવી પડશે, ત્યારે તેને જીવવુ પણુ ભારે પડશે, એક સાધારણુ દુ:ખથી તે પીડાવા માંડશે, અને જાણે આખીએ સૃષ્ટિમા તે એકલોજ દુ:ખી હોય તેમ તેને લાગશે. જ્યારે તે ગરીબ માણુસ પર એક દુઃખ વધુ પડશે, તો પણુ કાંઈ તેને

દુ ખ થવાનુ નથી, તે તો દુ ખમાજ જીવન ગાળતો આવે છે તેમા એક દુ ખ વધુ તથી કાઇ તે કટાળી જવાનો નથી,"} રાજા તો આત્મપુજક હોવાથી હાડમાર થયો, જ્યારે ગરીબ તો દુ ખ પડયા છતા પણ સ્વતત્ર રહી શકયો

આત્મપુજક અને અભીમાની રાજાની સ્થિતિ નબળી થઇ પડી પણ જો તે રાજાએ કાઇ વિચાર્યું હોત, ગરીબોની ચિતા રાખી હોત અને પોતે આત્માને આધીન કરવા શીખ્યો હોત તો તેની આવી દશા ન થાત, ઐતીહાસીક સપ્રાઓ ઉપર સ્વમહેનતે પુસ્તકો લખી કમાઈ ખાનાર રાજા નાસી-રૂદ્દીનનુ નામ શુ વાચકાએ નથી વાચ્યુ ? જેની બેગમ એક નોકર માટે તરસતી રાધવા જતા દાઝી ગઇ પણ તે રાજપતીએ તેને એક દાસી પણ ન રાખા આપી, આવા પણ પુરૂષો હોય છે અને આવા માણસોજ જેઓ અભીમાન નથી ધરાવતા તેઓજ ઇશ્વરને મેળવી શકે છે

## પ્રેમ.

સૃષ્ટિમા જો કોઇ વસ્તુ સર્વોત્તમ હોય તો તે પ્રેમ છે આ એક એવી તલવાર છે, કે જે થકી મનુષ્યમા જડ ઘાલી પેઠેલા સડાને જડમુળથી કાપી નાખી શકાય છે મનુષ્યમા જો કુદરતી પ્રેમનો અ શ હશે, તો જરૂર તેની રહેણી કરણી આચાર વિચાર અને વ્યવહાર સભ્યતા ભર્યા તેમજ મનન કરવા યોગ્ય હશે. સુદર સસ્કાર અને માધુર્ય ભરી વાણીનુ મુળ પ્રેમ છે, હાફીઝના કાવ્યોમાથી પણ પ્રેમની સુગ ધ આવે

છે તેમના કાવ્યોમા પ્રેમામૃતનુ સીંચન અચ્છી રીતે કરવામાં આવ્યુ હોય એમ ભાસે છે એ પ્રેમની ભાવનાઓને સપુર્ણ રીતે ઓળખતા હાફીઝ કહે છે, કે "કોઈ પણ પુરૂષથી નારાજ થવુ એનુજ નામ મુર્ખતા છે"

કફા ખુરીમો મલામત કશીમો ખુશ બાશીમ
કેદર તરીકતે મા કાફરીસ્ત રજીદન

## ભાષાંતર.

અમે ધક્કા ખાઇએ છીએ, ધીક્કારના વચનો સાભળીએ છીએ, છતા રાજી રહીએ છીએ કારણ કે અમારા ધર્મમા કોઇથી નારાજ થવુ એ કાફરપણુ છે (અથવા કોઈથી નારાજ થનાર મુર્ખ છે.)

હાફીઝની શીખામણ તે શીખામણોમાની એક છે કે જે અમુલ્ય જવેરાતની કિમત રાખે છે. તમને જો કોઇ એક તમાચો મારે તો તમે બીજો ગાલ પણ સામો કરો, તમાજ ખરી ખુબી સમાએલી છે જો એમ માણસો કરતા થાય કે માનતા થય તો જરૂર જરૂર આ દેશનો પણ ઉદ્ધાર થયા વિના નજ રહે પ્રેમ ભાવથી જગત જીતાય છે. ત્યારે શુ આપણે આપણુ ઘરજ ન જીતી શકીએ? જરૂર જીતાય પણ જીતવાની મહેનત કોણ કરે? ભાઇ ભાઇનુ ગળુ કાપવા તૈયાર છે, ત્યા પ્રેમ કેવો? અનાથ બાળકોના પૈસા ઉપર તાગડધીન્ના કરનારા કેટલાક શ્રિમતો મોજ શોખમા મસ્ત

રહી તેમની ચિંતા નથી કરતા, ત્યા પ્રેમ કેવો? કોમ પ્રત્યેની લાગણીઓ સ્વાર્થના પાણીથી ધોવાઇ ગઇ છે, ત્યા પ્રેમ કેવો? હુન્નર અને કળાની પીછાણુ ન કરતા, હુનરમંદ માણસને ઉત્તેજન ન આપતા, કોઇનુ ભલુ થતુ હોય અથવા આપણામાં કોઇનુ ભલુ કરવાની ઈશ્વરે શકતી આપી હોય છતા કોઇને મદદ ન કરતા ઉલટુ જળીબળી જવાય ત્યા પ્રેમ કેવો? અને દેશનો ઉધ્ધાર કેવો? જો પ્રેમ જેવી અમુલ્ય વસ્તુને માણસ ઓળખતા શીખે તો આ જગતરૂપી ઉપવનના સુગંધી પુષ્પોને હાની પહોચાડનાર ખરાબીઓ મુળમાથી ઉખેડી ફેંકી શકાય. અને શુષ્ક બની રહેલા બગીચામા ભ્રાતૃભાવના અમી રેલાવી ફરીને તેને પ્રફુલ્લીત કરી શકાય

ચુના બઝી કે અગર ખાકે રહ શવી કસરા
ગુબાર ખાતીરે અઝ રહગુઝાર મા નરસદ

## ભાષાંતર.

એવી રીતે જીવન ગાળો કે જો કદી તમે કોઈના (ચાલવાના) રસ્તાની માટી બની જાઓ તો પણ તમારાથી (તે ચાલનારને) તેનુ મન ન દુખાય

વાચો એક બીજી કડી

મબાશ દરપએ આઝારો હર ચે ખાહી કુન
કે દર શરીઅતે મા ગૈરઝ ઈ ગુનાહી નીસ્ત

## ભાષાંતર.

હેરાન કરવા અને પજવવા કોઇની પાછળ ના લાગો બીજુ તમને જે ગમે તે કરો કારણકે અમારા ધર્મમા એના સિવાય કોઇ પાપ નથી

ભ્રાતૃભાવથી થતા ફાયદા, અને ઈર્ષા કે કુસપથી થતા નુકશાનને માત્ર બેજ લીટીઓમા સમજાવી દેતા હાફીઝ કહે છે

**દરખ્તે દોસ્તી બેન્શાં કે કામે દીલ બેબાર આરદ**
**ને હાલે દુશ્મની બરકુન કે રંજે બે શુમાર આરદ**

## ભાષાંતર.

મિત્રતાના વૃક્ષ રોપો કે જેથી અતરમા રમી રહેલી આશાઓ પુર્ણ થાય અને શત્રુતાની જડ ઉખેડી નાખો કે તેથી પાર વિનાના સકટો વેઠવા પડે છે

ખરેખર પ્રેમથી જગ્ત જીતી શકાય છે, નમ્રપણે કરેલી વિનતિ અસરકારક નીવડે છે, ભારેમા ભારે કાર્યો માત્ર પ્રેમ-થીજ સિધ્ધ થઇ શકે છે પ્રેમથી જગ્તને નમાવી શકાય છે. એજ પ્રેમની સુદર ભાવનાઓને પ્રજા વીસારી બેઠી છે

**નઝાઅ બર સરે દુન્યાએ દુ કસે ન કુનદ**
**બે આરતી બેબરી નુર દીદા ગુએ ફલાહ**

## ભાષાંતર.

આ કમીની દુન્યા માટે લડાઇ કરવી ન ઘટે મારા પ્રાણુ! સપ રાખો. તેથીજ તમે કાર્ય સફળતાની રમત જીતી શકશો.

કોઇને ભુડુ કહેવુ પોતાના સ્વાર્થ ખાતર એક શ્રિમત પાસે ખુશામદીઆ ગુલામ પેઠે તેના શત્રુને ગાળો ભાડવી, અથવા કોઇને હાની પહોચાડવા ઇર્ષાવૃતીને અતરમા સ્થાન આપી બીજા પાસે ખરી ખોટી વાતો કરવી તેને જગત ધીક્કારે છે, છતા પોતેજ તે કરે છે ધનાઢય પુરૂષોને "આપ, આપ" કહી ખોટા અને ઉપરના મનથી માન આપી પૈસા કઢાવી લેવાની યુક્તિ રચવી અને પોતાના સ્વાથને ખાતર બીજાનુ ગળુ કાપી નાખવુ તે ખરેખર ધીક્કાર પાત્ર છે તેવી ટેવ ધરાવનાર પુરૂષ પ્રેમની તો સુગધ પણ લેવા પામતો નથી તેવા પચરગા અથવા બહુરૂપી કે 'થાળીમાના રીંગણા" જેવા પુરૂષોને શીખામણ આપતા હાફીઝ કહે છે.

રગે તઝવીર પેશે મા ન બુવદ
શેરે સુર્ખીમ વાફ્એ સીયાહીમ

## ભાષાંતર.

છળ કપટનો રગ અમારી પાસે નથી અમે જો સિહ છીએ તો કેસરી અને સર્પ છીએ તો કાળા

આ પ્રમાણે હાફીઝ એક બીજાનુ ભુડું ઇચ્છનાર અને કોઇ માટે ખોટા તર્કો બાધી બીજા પાસે ખરી ખોટી વાતો કરનાર પ્રત્યે ધીક્કાર દેખાડે છે.

**હાફેઝા મય ખુરો રીંદી કુનો ખુશબાશ વલે**
**દામે તઝવીર મકુન ચુ દીગરાન કુરઆરાં**

## ભાષાંતર.

હે હાફીઝ મદીરા પી છકેલ બન અને આનદમા રહે પણ બીજાઓ પેઠે કુરઆનને છળની જાળ ન બનાવજે

કુરઆન જેવા પવિત્ર પુસ્તકને પણ પોતાના સ્વાર્થ માટે માણસોએ મુકયુ નથી પોતાનુ કાર્ય સાધી લેવા માટે માણસો કુરઆનને હથીઆર બનાવે છે, તેના ખોટા સોગનો ખાય છે, અને પોતે જે કહે છે તે સાચુ કહે છે એમ જણાવવા માટે તેઓ કુરઆનને પણ વચમા લાવતા ભુલતા નથી તેવા લુચ્ચાઓ અને કાવત્રાખોર ઉઠાઉગીરો કરતા તો હાફીઝ એક દારૂ પીનારનેજ વધુ સારો લેખે છે

**રીયા હલાલ શુમારન્દો જામે બાદા હરામ**
**ઝહે તરીકતો મીલ્લત ઝહે શરિઅતો કેશ.**

## ભાષાંતર.

કોઈ માટે ભુડુ કહેવુ તે હલાલ છે અને મદીરાનો જામ હરામ ઠેરવવામા આવ્યો. વાહરે વાહ કેવા ધર્મના કાનુનો છે ?

**બાદા નોશીકે દરૂ હેચ રીયાએ નબુવદ**
**બહેતર અઝ ઝોહદ ફરોશીકે દરૂ રૂઓ રીયાસ્ત**

## ભાષાંતર.

તે છકેલ મધુ પ્રેમી કે જેમાં છળ અને કોઈ માટે ખરૂ ખોટુ કહેવાની ટેવ ન હોય તે એક કપટી અને પ્રપંચી ભક્ત કે તપસ્વીથી સારો છે.

હાજી હા કરી પોતાના કાર્યો બનાવી લેવા અને બીજાને છેતરી ખાવા કરતા પ્રેમથી, પોતાની દરખાસ્ત રજુ કરી સભ્યતા અને મર્યાદા ભર્યા વચનોમા તે દરખાસ્તને પુરી કરવા માટે વિનંતી કરવી તેજ ઠીક છે હાજી હા કરી સાધેલા કાર્યો માટે આજે નહી તો એક દીવસે તો જરૂર તેવાઓને પસ્તાવુ પડશે જ્યારે માણસને ખબર પડી જશે, કે આ ખુશામદીઆ ગુલામે માત્ર ખુશામદથી મને છેતરી ખાધો ત્યારે જરૂર તેની પણ આખ ઉઘડશે, જ્યારે પ્રેમના હાથમા દર ખાસ્ત મુકી તે પહોચાડી આવવા સભ્યતાને તેનો સાથી બનાવનાર જરૂર વિજય મેળવશે, અને તે પછી પણ હમેશ માટે તે પ્રેમી માટે દ્વાર ખુલ્લાજ રહેશે પ્રેમ એ જગતમા સર્વોત્તમ વસ્તુ છે, પ્રેમથી કોઈને તમે ભાઇ કહી ભારેમા ભારે કાર્યો તેને સુપ્રત કરશો તો પણ તે તે કાર્યો પુર્ણ કરવા ખતથી મહેનત કરશે પણ કર્કશ ભાષામા "અલ્યા એ" કહી તમે પોતાનુ કામ કરવા કહેશો, તો તે કદી બન નારજ નથી પછી તે તમારો નોકર હોય, પગાર ખાતો હોય તો તે પગારને અંગે કામ કરવા જશે, પણ એટલુ તો ચોક્કસ માનજો કે તે કાર્યમા ખત અને ઉત્સાહ તો નજ હશે. આ

પરિણામ અભીમાનમા કરેલા હુકમનુ છે. છળ કર્યાથી એકાદ વાર તો જરૂર કાર્યમા સફળતા મેળવી શકાય છે પણ અભીમાની પુરૂષ હમેશ હાડમાર થાય છે, ક્ષણીક જીવન ઉપર વ્યર્થ આડબર કરતા માનવીને ખબર નથી કે તે તો માત્ર માટીનુ પુતળુ છે.

ઝાહેદ ગુરૂર દાશ્ત સલામત ન બુર્દરાહ
રીન્દઅઝ રહે નીયાઝ બદારૂસ્સલામ રફત

## ભાષાંતર.

ભકત અભીમાનને અગે માર્ગ સલામત ન લઇ જઇ શકયો. જ્યારે છકેલ દારૂડીઓ નરમીથી દારૂસ્સલામમા પુગી ગયો (દારૂસ્સલામ એટલે સલામતીનો દરવાજો, જ્યા માણસ સલામત રહી શકતો હોય તે જગ્યા સલામત રહી શકવાની જગ્યા માત્ર સ્વર્ગ છે એટલે તે દારૂડીઓ સ્વર્ગમા ગયો)

દરેક ધર્મમા ઇશ્વરની ભક્તિ કરવાનો હુકમ તો આપવામા આવ્યો છેજ જેમ એક શેઠનો નોકર તેનો હુકમ ઉઠાવવા બધાએલો છે, તેમ પ્રત્યેક મનુષ્ય તે મહાન શક્તિને નમવા બધાએલો છે હિદુઓમા દેવ પુજા છે, પારસીઓમા "આતીશ કદહ"ની ક્રીયા કરવાની છે મુસલમાનોને દિવસમા પાચવાર નમાઝ ભણવાની છે આ પ્રમાણે દરેક ધર્મો તે મહાન બાપને નમવા દબાણ ભર્યા હુકમો કરે છે તે હુકમોને અમલમા મેલી, પ્રપચી બનવા કરતા, કોઇનુ ભુડુ ન કરવું

**અને તે ધાર્મીક હુકમોને અમલમા ન મેલવા તે બન્નેમાથી હાફીઝ એકને સરસાઈ આપતા કહે છે**

**ફર્ઝે ઇઝદ બે ગુઝારિમો બકસ બદ ન કુનીમ**
**વાન્ચે ગુયન્દ રવા નીસ્ત બે ગુઇમ રવાસ્ત**

## ભાષાંતર.

અમે ઇશ્વરને ભજવાનુ મુકી દઇએ પણ કોઈનુ ભુડું ન કરીએ તે માટે કોઈ ટીકાકાર (ભકત, ઉપદેશક) ટીકા કરે કે આ તમે ખોટુ કરો છો તો અમે કહીશુ, કે ના અમે ખરૂજ કરીએ છીએ

હાફીઝની દીવાન આવી આવી અમુલ્ય શીખામણોથી ભરેલી છે શીખામણુના સમુદ્રમા અણમોલ મોતીઓ પડયા છે, પણ તે મોતીઓ લઇ લેવા માટે ખાસ શકિતની જરૂર છે હાફીઝે દારૂ અને પ્રેમવર્ણન કર્યુ પણ તે શા માટે? કેમ? અને કોને સબોધી ગઝલો કહી તે ન સમજનારા હાફીઝ જેવા મહાત્માને એક દારૂડીઓ ગણ્યો છે જેમાં અગ્રેજ લેખકો અગ્રપદ ધરાવે છે સમજ્યા વિચાર્યા વિના હાફિઝની ગઝલ ઉપરથી અર્થ ઉપજાવી કાઢનારા મુર્ખાઓ એટલુ સમજી નથી શકયા કે હાફીઝ જે બોલતા તે બોલ આગળ એક ભેદી પડદો પણ રહેતો, પડદો ઉચકી લેવામાં આવે તો બધુ ચોકખે ચોકખુ જણાય તે પડદો ઉચકવાની શકિત ન ધરાવનારા અગ્રેજ લેખક મહાશયોએ હાફીઝની આ કડી પણ જો વાચી હોત તો પણ ઠીક હતુ

**દાસ્તાં દર પરદા મી ગુયમ સુખ**
**ગુફ્તા ખાહદ શુદ બદસ્તાં નેઝહમ**

## ભાષાંતર.

હુ પડદામાજ વર્ણન કરૂ છુ પડદામાજ વાતચીત કરૂં છુ. પણ (તે વાતચીતને માણુસો) ગીતમા પણ કહી સભળાવશે.

## બુલબુલે શીરાઝ અને શેખ સા'દી

છઠ્ઠી સદીના અતમા કવિઓના બાદશાહ મહાત્મા શેખ સા'દી જનમ્યા હતા એ એક એવો પુરૂષ હતો, જેના મગજમા અનેરી શક્તિઓ ભરી હતી ઇશ્વરે તેને ખાસ જીવન આપ્યુ હોય એમ લાગતુ શેખ સા'દી, ભકતોમા ખરા ભકત છેકેલોમા મસ્ત છકેલ, ઉપદેશ સ્થાને એક ખરો ઉપદેશક, વકતાઓમા એક ખરો વકતા કવિ હતો તેના નવિનતા પસદ કરનાર મગજે કાવ્યો કહેવાની જુની પુરાણી રૂઢીઓ પસદ ન કરી, અને તેણે એક બીજોજ માર્ગ શોધી કાઢયો, જે તલવારની ધારથી વધુ પાણીદાર અને વાળથી વધુ બારીક હતો, એટલે તેણે અસલ અને નકલને મિશ્ર કરી, જગતની પ્રિયા સાથેના પ્રેમમા સકળ સૃષ્ટિના પાલનહારને સબોધી પ્રેમ માર્ગમા ભેદી પડદો નાખી દીધો તે જગતની પ્રિયાના ગાલના સૌદર્યમા ઈશ્વરની જલક દેખાડે છે અને પ્રિયાના લબ નાગણી કેશોનુ વર્ણન કરતા કુદરતની કારીગરીને નમે છે તપસ્વી અને પ્રભુ ભકતોને છકેલ અને મસ્ત મધુ પ્રેમીના

વેશમા લાવી દેખાડે છે અને સગીતમા તે ઇશ્વરના વખાણોથી ભર્યાં ગીતો ગાય છે

શેખ સા'દીની આ વલણ અને કાવ્યો કહેવાની રૂઢી બીજા કવિઓને એટલી તો ગમી કે તેઓ પણ સા'દીનાજ અનુયાયી બન્યા અને સા'દીએ શોધેલા માર્ગ પર મુસાફરી કરવા નીકળી પડયા, છતા તે વીકટ અને ભયકર માર્ગમા દ્રઢતા ધારણ કરી શકનાર એક પણ ન્હોતો સા'દીએ શોધેલા માર્ગને વટાવી જનાર જો કોઇ પેદા થયો હોય તો તે હાફીઝ હતા

સા'દીના પરલોકવાસી થયા પછી લગભગ પચાસ વર્ષે હાફીઝ રાજા બન્યા. કાવ્ય સૃષ્ટિના મહારાજા સા'દીએ નાખેલા પાયા ઉપર હાફીઝે ઇમારત ચણવા માડી અને તે ઇમારત ખડી કરી તેને શૃગારી સા'દી પછી હાફીઝ કાવ્ય સૃષ્ટિના બાદશાહ કહેવાયા થઇ ગયેલા બાદશાહ સા'દીની શકિતનો સ્વીકાર જગત કરે છે સા'દી કાવ્ય ઇમારતનો પાયો નાખનાર ગણાયા છે છતા કેટલાકોની દ્રષ્ટિમા તો હાફીઝ રમી રહ્યા છે ભલે સા'દીએ એક માગ મોકળો કર્યો હોય, ભલે હાફીઝ તે માર્ગના મુસાફર બન્યા હોય, છતા મારે એટલુ તો કહેવા દો કે સા'દી અને હાફીઝમા બહુ ફેર છે સા'દીના કાવ્યોમા જે મજાહ નથી તે હાફીઝના કાવ્યોમા છે, સા'દીના કાવ્યો જે કરી શકવાને અશકત છે તે હાફીઝના કાવ્યો કરી દેખાડવા સામર્થવાન છે, છેવટે એટલુ કહુ કે સા'દીને હાફીઝે પછાત રાખ્યા છે તો એ તે અસ્થાને ન ગણાશે પછી ગમે

તો પ્રજા તેમા મારી ભુલ કાઢતી હોય તો પણ ભલે મારા મનથી અને અવલોકનથી મળેલા અનુભવ સાથે હુ એટલુ તો જરૂર જણાવીશ કે હાફીઝનો નબર પહેલો છે. તે સાથે વળી હુ એટલુ પણ કહીશ કે સા'દીની ગઝલોનો મુકાબલો કરનાર કોઇ હોય તો તે હાફીઝની ગઝલો છે, અને હાફીઝની ગઝલોનો મુકાબલો સા'દીનીજ ગઝલોથી થઈ શકે

સા'દી જે કાઇ કહી ગયા છે તેને પૂરીથી કહેતા હાફીઝે અવધીજ કરી છે સા'દી એક વાત કહેતા જે મજાહ નથી લાવી શકયા તે મજાહ હાફીઝ લઈ આવ્યા છે કેટલીક જગ્યાએ તો સા'દીનાજ કાવ્યોમાથી એક લીટી લઇ તે પર પોતાની કડી લગાડી કાવ્ય પુરૂ કરતા હાફીઝે જે ગમ્મત આણી છે તેથી સ્હેજ કલ્પના થઇ શકશે કે જે વાત કહેવાનો શોખ સા'દીએ આરભ કર્યો છે તે વાત પુરી કરનાર અચ્છી રીતે નીભાવી રાખનાર હાફીઝ છે, વાચો થોડાક મુકાબલાના કાવ્યો અને તમે પોતેજ સમજી શકશો

(સા'દી)

જુઝ ઇ કદર ન તવાઁ ગુફ્ત દર જમાલે તો અયબ
કે મહેરબાની અઝા તબઓ ખુ નમી આયદ

## ભાષાંતર.

તુ કૃપા નથી કરતી હે પ્રિયા, આ એકજ દોષ સિવાય તારામા બીજા દોષો અમે દેખાડી શકતા નથી.

(હાફીઝ)

જીુઝ ઈ કદર ન તવાં ગુફ્ત દર જમાલે તો અયબ
કે ખાલે મહેરો વફા નીસ્ત રૂએ ઝેબારા

## ભાષાંતર.

તારા સુદર ચહેરા ઉપર વફાદારીનો તલ નથી. હે પ્રિયા આ એક દોષ સિવાય બીજા દાષો તારામા અમે દેખાડી શકતા નથી

શેખ સા'દીએ પ્રિયામા એક દોષ કાઢયો અને હાફીઝે પણ એક દોષ કાઢયો સા'દી કહે છે કે પ્રિયા કૃપાળુ નથી. મહેરબાની કરનાર નથી આ એકજ દોષ સા'દીની પ્રિયામા છે ત્યારે હાફીઝ શુ કહે છે ? હે પ્રિયા તુ છે તો ખરેખર સુદર પણ તારા સુદર મુખ ઉપર કૃપા અને વફાદારીનો તલ નથી જો સુદરીના ગાલ ઉપર વફાદારીનો તલ હોત તો એક પણ દોષ રહેવા ન પામત, બન્ને કહેવા એકજ ચીજ માગે છે છતા સા'દીના વચનો સાદા છે ત્યારે હાફીઝે સુદર અને અલકારી શબ્દો વાપરી કાવ્યને પણ સુદર બનાવ્યો છે

વાચો એક બીજી કડી

( સા'દી )

બદમ ગુફ્તીઓ ખુરસન્દમ અફાકલ્લા નેકુ ગુફ્તી,
સગમ ખાજાઓ ખુશ્નુદમ જઝાકલ્લા કરમ કર્દી.

## ભાષાંતર.

તે મને ભુડા વચનો કહયા. હુ રાજી છુ ( વાહવાહ ) તે ઠીક કર્યું, હે પ્રિયા તે મને કુતરો કહયો હુ ખુશી છુ. ધન્ય છે તને બહુજ મહેરબાની કરી

( હાફીઝ )

બદમ ગુફ્તી ઓ ખુરસન્દમ અફાકલ્લા નેકુ ગુફ્તી,
જવાબે તલ્ખ મી ઝેબદ લબે લઅલે શકર ખાશ.

## ભાષાંતર.

તે મને ભુંડા વચનો કહયા, હુ રાજી છું. (વાહ વાહ) તે ઠીકજ કર્યું, તારા માણેક જેવા લાલ અને માધુર્યથી ભરેલા, મીઠડા અધરને કડવાજ વેણો છાજે છે

આ બે કડીઓમા વાચકો જોઇ શકયા હશે, કે પ્રથમ લીટી સા'દીની લઇ હાફીઝે તે કડી પુરી કરી અને સા'દીથી વધી ગયા આ કડીમા પણ સા'દીએ સાદાજ શબ્દો વાપર્યા છે, ત્યારે હાફીઝે અલંકારી શબ્દોથી મજાહ આણી છે.

( સા'દી )

ઇ કે મન્અમ દુની અઝ હશ્કે મલામત ગોઇ
તો નબુદીઓ મનઈ જામે મોહબ્બત ખુર્દન

## ભાષાંતર.

મને પ્રેમ કરતા અટકાવવુ તે વ્યર્થ છે, કારણ કે તું ન્હોતો ત્યારે મેં પ્રેમ પ્યાલો પીધો છે

( હાફીઝ )

મન્અમ કુની ઝે ઇશ્ક તો અય મુફ્તીએ જમાં,
મઅઝુર દાર મત કે તો ઉરા ન દી દહ.

## ભાષાંતર.

હે, જમાનાના ડાહયા તુ મને તેના પ્રેમ માટે શીખામણ આપે છે, છતા હુ તને તેમ કરવા માટે ના પાડું છુ કારણ કે તે ( મારી પ્રિયાને ) જોઈજ નથી ( હાફીઝની પ્રિયાને જોયા વિના પ્રેમ રમત ન રમવા માટે હાફીઝને શીખામણ આપનાર ડાહયાને હાફીઝ ચેતવણી આપે છે કે તે મારી પ્રિયાને નથી જોઈ જો તુ તેને જોઇ લે તો મને શીખામણ આપવાનું ભુલી જાય અને તુ પણ ગાડો બની જાએ. )

એક કાવ્ય વધુ વાચો અને હાફીઝ શુ કહે છે તે જુઓ.

( સાદી

મન અઝ કુજાઓ તમન્નાએ વસ્લ તો ઝે જા,
અગરચે આબે હયાતી હલાકે ખુદ જોસ્તમ.

## ભાષાંતર.

હે, પ્રિયા ' હુ કયા અને તારા મેળાપનો વિચાર કયા? જો કે તુ અમૃતજળ સમાન છે, છતા મારે માટે તો મૃત્યુજ છે

( હાફીઝ )

**તો અઝ ‌‌‌કુજાઓ ઉમીદે વીસાલે ઉઝે કુજા**
**બ દામનશ ન રસદ દસ્તે હરગદા હાફીઝ**

## ભાષાંતર.

તુ કયા અને તેના ( પ્રિયાના ) વસ્લની ઇચ્છા કયા? હે, હાફીઝ દરેક ફકીરનો હાથ તેના ( પ્રિયાના ) પાલવ સુધી નથી પહોચી શકતો

સા'દીએ પ્રિયાને અમૃતજળ સમાન ગણ્યો છતા પોતાને માટે મૃત્યુની ઉપમા આપી છે મેળ કાઈ ઠીક ન મળ્યો. અમૃતજળ તો દરેક માટે સરખીજ અસર ધરાવે છે એ જળમા કોઇ માટે ઝેર સમાન તો કોઈ માટે અમી સમાન બની જવાની તાકાત નથી અમૃતજળ હમેશા જીવતદાન આપવાનુજ કામ કરે છે જ્યારે હાફીઝે કહેલા વેણુનો મેળ મળી રહે છે એ તો જગતનો કાયદો છે કે કોઇ રાજા, મહારાજા કે શ્રીમત પાસે એક ભિક્ષુક પહોચી શકતો નથી, હાફીઝે પોતાની પ્રિયાને બાદશાહની ઉપમ આપી પોતે ફકીરી ધારણ કરી છે તે બાદશાહ પ્રિયા ) પાસે ફકીર

કેમ પુગી શકે ? આ પ્રમાણે હાફીઝે જે કાંઇ કહ્યુ તેમા કાઇ ભાવ જણાય છે જ્યારે સા'દીએ આ જગ્યાએ અતિશ્યોકિત કરી હોય એમ કહુ તો હુ ધારૂ છુ કે તેમા મારી ભુલ નજ હશે

કોઇ કામ કરવા પાછળ આપણે મ ડયા હોઇએ અને તે સ પુર્ણ સફળતા પુર્વક પાર ઉતારવા માટે આપણે મહેનત કરતા હોઇએ ત્યારે એમજ કહીએ છીએ કે,

" મરી જઇશુ પણ આ કામ તો પુરૂ કરીશુજ " એ હઠ ધર્મીના કઠમા વીરરસથી ભર્યા શબ્દો ટાકતા "નીઝામી" નામનો કવિ કહે છે

**મન આં ગહ અનાં બાઝ પેચમ ઝેરાહ**
**કે યા સર દેહમ યા સેતાને કુલાહ**

## ભાષાંતર.

હુ આ માર્ગમા તેજ સમયે મારી લગામ ફેરવીશ કે જ્યારે કાતો જાન આપી દઇશ અને કાતો તાજ લઇ લઇશ

એ વીરતા ભર્યા શબ્દોને પ્રેમમા ફેરવી નાખતા શેખ સા'દી કહે છે

**તાચે ખાહદ કર્દ બામન દુર ગેતી ઝીદાકાર**
**દસ્તે ઉદર ગર્દનમ યા ખુને મન બર ગર્દનશ**

જોવુ જોઇએ કે કાળચક્ર આ બે કામોમાથી કયા કામમા મને વિજય આપે છે તેના હાથો મારા ગળામા પડે છે, કે મારૂ લોહી તેના ગળાપર

એ બન્નેથી વેગળા જતા મનુષ્યને આનદમા ડોલવી નાખનારા મીઠા શબ્દોમા બુલબુલે શીરાઝ પોકારે છે

**ઉ બ બુનમ તીશનાઓ મન બર લબશ તાચુ શવદ**
**કામ બસ્તાનમ અઝ ઉ યા દાદ બસ્તાનદ ઝે મન**

## ભાષાંતર.

તે મારા લોહીનો તરશ્યો છે, અને હુ તેના ( મીઠડા ) હોઠોનો તરશ્યો છુ હવે જોવુ જોઇએ કે હુ મારી ઇચ્છા પુર્ણ કરૂ છુ ( પ્રિયાના હોઠ ઉપર ચુમન કરૂ છુ. ) કે તે મને મારી નાખે છે

હાફીઝ હવે પોતાના કાર્યમા સફળતા મેળવવા બહાર પડયા છે નીઝામીએ જે કહ્યુ, સા'દી જે બોલ્યા તેથી પણ વેગળા જતા, કાર્યમા સફળતા મેળવવા નીકળેલો બુલબુલ પ્રાણને હથેલી ઉપર મુકી પોકારે છે.

**દસ્તાઝ તલબ નદારમ તા કામે મન બર આયદ**
**યા તન રસદ બ જાનાં યા જા ઝે તન બર આયદ**

## ભાષાંતર,

જયા સુધી મારા કામમા સફળતા ન મળશે ત્યા સુધી હુ કદી મારા પ્રયત્નોમા પછાત પડનાર નથી કા તો આ

પ્રાણ પ્રિયા સુધી પ્હોચી જશે, અને કા તો આ પ્રાણ દેહમાથી નીકળી જશે

મહાત્મા શેખ સા'દી ફારસી ભાષાના પયગમ્બર છે માધુર્ય ભર્યા કાવ્યો કહેતા બાદશાહ ગણાયા છે શેખ સા'દીની "ગુલીસ્તાન" નામની ચોપડીના એક એક વચનો બીજા કવિઓના દીવાન ઉપર ભારી થઇ પડે છે બીજા કવિઓના આખા દીવાન ઉપર સા'દીની ગુલીસ્તાનના વચનો સરસાઇ ભોગવે છે છતા ભાષાની સરળતા, શબ્દોની નવિનતા અને માધુર્યમા હાફીઝ, શેખ સા'દીથી પણ ચઢીઆતા નીકળ્યા છે

## હાફીઝ માટે લેખકો શુ કહે છે ?

ફારસી ભાષાના સુદર કાવ્યોનો સગ્રહ તમે કરવા માડશો તો તમને બીજા અનેક કવિઓ કરતા અધિક સુદર કાવ્યો હાફીઝનાજ મળશે હાફીઝની દીવાન ઉપાડી જોશો તો એકથી એક ચઢીઆતી ગઝલો તમે મેળવી શકશો જેમ એક સુગધી બનાવનારના કારખાનામા તમે જાઓ, અને એક જાતનો અત્તર પસદ કરો. તેનો સુવાસ લેતા બનતા અનેક જાતના અત્તરોને અગે તમે તે અત્તરનો જે તમે લેવા આવ્યા છો તેનો સુવાસ પણ ન લઈ શકશો. આ કેવડનો અત્તર છે, કે ચપા ચબેલીનો છે, ગુલાબનો છે, કે મોતીઆનો છે, તે ઓળખતા તમને બહુજ મુશ્કેલી નડશે, કારણ કે કારખાનામા તો એટલી સુગધ

આવતી હશે, કે તમે પોતેજ તે મિશ્રિત સુવાસથી ભુલથાપ ખાઇ જગો હાફીઝની દીવાન પણ તેજ કારખાના પેઠે હજી પણ ખ્યાતી ધરાવે છે, જેની એક ગઝલ વાચ્યા પછી તમે કહેશો કે આ ઉત્તમ છે, પણ જ્યારે બીજી વાચશો ત્યારે કહેશો કે ના, ના, પહેલી કરતા આ બીજી વધુ સારી છે આ પ્રમાણે ત્રીજી વાચી બીજીને ભુલશો અને ચોથી વાચી ત્રીજી ઉપર તેને સરસાઇ આપશો

## વીલીઅમ જોન્સ.

કહે છે કે હાફીઝની દીવાન તે ઉપવનથી મળતા આવે છે, જેમાં હજારો રંગના સુગંધીમય પુષ્પો ખીલેલાં હોય, અને માણસ એક ફુલ તોડવા જાય તો બાજુમાંજ ખીલેલા એક બીજા સુશોભીત પુષ્પોને તોડવાનુ મન થાય, જ્યારે તે તેને તોડવા હાથ લાંબો કરે તો વળી એક સુંદર પુષ્પ નજરે પડે, અને માણસ પહેલા ફુલને ભુલી જાય. ફુલ તોડનાર ત્યાં હેરાન હેરાન થઇ જાય કે કયા પુષ્પની કિંમત કરૂ ? આ ફુલ તોડું કે તે પુષ્પની સુગંધ લઉં ?

હાફીઝના કાવ્યો જેમ હિંદુસ્તાનમા લોકપ્રિય છે, તેમ તુર્કસ્તાનના વિશાળ મેદાનોમા પણ એજ સુરીલો અવાજ ગુંજતો દેખાય છે, જેમ હાફીઝની ગઝલોના લ્હાવા માણસો ગંગા તીરે લુટે છે, તેમ ડેન્યુબ સમુદ્રના મોજાઓ પણ હાફીઝનીજ ગઝલો ગાતા ઉછળે છે જર્મની, ઇજીપ્ટ, હિંદ, ઇંગ્લાંડ કે ફ્રાન્સ જ્યા જુઓ ત્યા હાફીઝ પુજાય છે

ફારસમા તો હાફીઝની ગઝલો ઘેર ઘેર ગવાય છે રાજા મહારાજાઓના દરબારમા, કે ફકીર અને દરવેશોના મ ડળમાં, બજારોમા કે મીજલસોમા, દરેકે દરેક જગ્યાએ મનને આનદ આપવા હાફીઝનીજ ગઝલો ગવાય છે

## મેડમ સ્ટુવર્ટ.

લખે છે, કે ફારસીમાં એક નાનકડી ચોપડી છે, જેમા ત્યાંની સ્ત્રીઓ માટે ઘડી કાઢેલી રમુજો લખવામા આવી છે તેમાથી એક નીચે મુજબ છે.

પ્રત્યેક સ્ત્રી પોતાને આનદ આપવા માટે તબુરો વગાડતા શીખે અને તે તબુરાના સુરીલા સરોદો સાથે હાફીઝની ગઝલો ગાય. જો તબુરો ન મળી શકે તો તે થાળી અથવા લાકડાના પાટીઆ વગાડી તે પર હાફીઝની ગઝલોથી આનદ મેળવે અને જો થાળી પણ ઘરમા ન મળે તો છેવટે તાળીઓના ઠેકા ઉપરજ હાફીઝની ગઝલો ગાઇ આનદ મેળવે.

થઇ ગએલા કવિઓ જેમને આજે પણ પ્રજા મહાન કવિઓ તરીકે ઓળખે છે, તેઓ પણ હાફીઝના કાવ્યો આગળ પોતાનુ શીશ નમાવે છે "સાએબ" નામનો એક મહાન કવિ કહે છે

રવાસ્ત સાએબ અગર નીસ્ત અઝ રહે દઅવા
ત તબ્બોએ ગઝલે ખાજા ગર્ચે બે અદબીસ્ત

## ભાષાંતર.

હે, સાએબ ! જો અભીમાનથી ન લખવામા આવે તો હાફીઝ શીરાઝીની ગઝલ ઉપર ગઝલ લખવામા કાંઈ વાંધો નથી. જો કે તેમ કરવુ એ પણ અસભ્યતા તો છેજ

હાફીઝની કહેલ ગઝલ સામે ગઝલ લખવી તેમા પણ કવિઓ અસભ્યતા માને છે જુઓ **સલીમ તહેરાની** કહે છે

**સલીમ મોઅતકીદે નઝમે ખાજા હાફીઝ બાશ**
**કે નશે બેશ બુવદ દર શરાબે શીરાઝી**

## ભાષાંતર.

હે, સલીમ હાફીઝ શીરાઝીનો અનુયાયી બન કારણ કે શીરાઝી શરાબમા તેજી વધારે હોય છે

ઉર્ફી નામનો એક અભીમાની કવિ, જે મહાન કવિઓની પણ મશ્કરી કરવા ચુક્યો નથી, જેણે અચ્છા અચ્છા કવિઓ સબધે ટીકા કર્યા છે, જે કોઇ આગળ ન નમતા બધાને પોતાથી નીચા ગણુતો હોય તેવો અહકારી કવિ ઉર્ફી પણ હાફીઝની ગઝલો સામે મસ્તક નમાવે છે, ખાકાની નામના એક કવિ સબધે મશ્કરી કરતા ઉર્ફી કહે છે કે,

**ઝમાને બીન કે મરા જલ્વે દાદ ના અઝ રશ્ક**
**બદાગહાએ પસ અઝ મર્ગ સોખ્ત ખાકાની**

## ભાષાંતર.

જુઓ તો ખરા સમયે મને નામના આપી અને હું પ્રખ્યાત થયો, ત્યારે ઇર્ષાગ્નીથી મરણ પછી પણ ખાકાની બળી ગયો

ઝહીર ફારયાબી નામના એક બીજા ફારસી કવિ સબંધે ઉર્ફી કહે છે

**અઝાં ઝે દસ્તે હુનરહાએ ખુદ હમીં નાલમ**
**કે બર ઝહીર અઝ ઈ શેવહ હેચ દર ન કુશાદ**

## ભાષાંતર.

ઝહીર બીલકુલ અજ્ઞાન છે, તે માટેજ હુ મારી કળા અને હુન્નર માટે વિલાપ કરૂ છુ

પોને જે કહે છે, તે પર અભીમાન દર્શાવતા વળી એક જગ્યાએ આ અહકારી કવિ કહે છે

**તફરેશીજી કે મન અઝ બહરે રૂહ સાઝ દેહમ**
**ન અનવરી, ન ફુગ્નાની, દેહદ ન બહમાની**

## ભાષાંતર.

જે આનદ ( નીવસ્તુ ) હુ મારા આત્મા માટે તૈયાર કરૂ છુ, તે અનવરી, અથવા બીજો કોઈ પણ કે બહમાની પણ તૈયાર કરી શકતા નથી

હિંદુસ્તાનના એક ફારસી કવિ જેઓ ઐતિહાસીક સફાઓ ઉપર ખુસરૂના નામે પ્રખ્યાત થયા છે. તે સબંધે પણ ઉર્ફીએ ટીકા કરવાનું બાકી નથી રાખ્યું જુઓ શું કહે છે

બરૂહે ખુસરૂ અઝ ઈં ફારસી શકર દાદમ
કે કામે તુતીએ હેન્દો સ્તા શવદ શીરીં

## ભાષાંતર.

ખુસરૂના આત્માને આ ફારસીથી મે ખાંડ આપી છે, કે જેથી હિંદુસ્તાનની તુતીનું મોઢું પણ મીઠું થઇ જાય

ઉપર દર્શાવેલા થોડાક કવિઓથી વાચકો પરિચિત હોય કે ન હોય તે તો હું નથી જાણતો પણ હા, મહાત્મા શેખ સા'દીથી તો કો'કજ અપરિચિત હશે સા'દીને તો જગત ઓળખે છે એ કવિઓના સ્થંભ ગણાતા મહાન પુરૂષને પણ ઉર્ફીએ જતો કર્યો નથી અભીમાની ઉર્ફી સા'દી પર પણ સરસાઇ ભોગવતા કહે છે

નાઝેઓ સા'દી બમુશ્તે ખાકે શીરાઝ અઝ ચે બુદ
ગર ન દાનેસ્તી કે ગર્દદ મૌલદો માવાએ મન

## ભાષાંતર.

શીરાઝ મારી માતૃભુમી થશે, એમ જો સા'દીને ખબર ન હોત તો તે શીરાઝની એક મુઠીભર મટોડી ઉપર કદીપણ અભીમાન ન લેત ( સા'દી પોતાની માતૃભુમી માટે અભી-

માન દર્શાવતા તેનુ મુળ કારણ ઉર્ફી છે ઉર્ફી કહે છે કે, હું શીરાઝમા પેદા થનાર છુ, એમ જાણીનેજ સા'દી શીરાઝ માટે અભીમાન દર્શાવતા હતા )

આવા મહાન કવિઓને આડે હાથ લેતા ઉર્ફી અટકયો નથી. પણ આવો હવે સાહિત્યના મક્કા તરફ જ્યા સાહિત્યના યાત્રાળુઓ હજ કરવા જાય છે, જેના ગીતડા ઘેર ઘેર ગવાય છે, જેના કલરવથી માણસ આનદમા ડોલવા લાગે છે તે બુલબુલ સુધી પહોચતા અભીમાની ઉર્ફી ટાઢોજ પડી જાય છે, માથુ નીચુ જ છે, અને સભ્યતા ભર્યા વચનોમાં વખાણના ગીત ગાતા ઉર્ફી કહે છે,

બગીર્દ મકદ્દે હાફીઝ કે કા'બએ સુખનસ્ત
દર આમદીમ બઅઝમે તવાફ દર પરવાઝ

## ભાષાંતર.

હાફીઝની ઘોર જે સાહિત્યના મકકા સમાન છે તેની આસપાસ પ્રદક્ષીણા નિમિતે અમો ઉડવા લાગ્યા.

હજ ઉપર જતા માણસોએ મકકાને તવાફ કરવુ જોઇએ તવાફ એટલે પ્રદક્ષીણા હજ કરનારાઓ જે સ્થાનને મકકાના નામે ઓળખે છે, તેની ચોમેર ફરે છે હિંદુઓમા પણ પ્રદક્ષીણા કરવામા આવે છે ઉર્ફીએ હાફીઝની કબરને સાહિત્યના મકકાની ઉપમા આપી છે

## મૌલાના સુદી.

કહે છે, કે હાફીઝના વચને અમૃતજળ સમાન પવિત્ર છે, અને સૌંદર્યમાં સ્વર્ગની અપ્સરા સમાન છે.

## કોટન કલાર્ક

હાફીઝના વખાણ કરતાં કહે છે શીર્હોસીના માધુર્ય ભર્યા વચનો અને સા'દીના પવિત્ર વચનો ઉંચા ગણાય છે, છતા હાફીઝના વચનો આ બન્નેથી પણ વધી જવાનો હક ધરાવે છે.

## ચાર્લ્સ સ્ટુવર્ટ

અભીપ્રાય આપનાં જણાવે છે, કે હાફીઝ ઇરાનના દરેક કવિઓ કરતાં કુદરતી ભેદોથી વધુ પરિચય ધરાવે છે, તેના વચનો ઇશ્વર વાણીથી ઉતરતા અને બીજા દરેકથી ચઢીઆતાજ છે.

## મી૦ બ્રાઉન

લખે છે. કે સા'દીની ગઝલો સુંદર અને વશીકરણ છે, જે માત્ર હાફીઝ શીરાઝીની ગઝલોથી બીજા કોઇની ગઝલો કરતાં ઉતરતી નથી.

## હારમન બીકનેલ.

હાફીઝ આનંદ સાથે પ્રેમ લાગણીઓનું વર્ણન કરે છે. સરળતા અને સૌંદર્યથી તેના વચનો ભરપુર છે અને

સભ્યતાનુ શિક્ષણ આપવા તે વચનો અગ્રપદ ભોગવે છે. હાફીઝના રાજ્યમાં કોઇ પણ તેનો હરીફ નથી હાફીઝના સુંદર સાહિત્યના અમી પ્યાલામા નાસ્તીકપણાનુ વીષ નથી તેના વચનો પવિત્ર છે, જેમ એશીઆ ખંડ તેને ચાહે છે તેમ યુરોપ પણ આ બુલબુલ ઉપર મોહિત છે

## ડૉકટર ગોથેલ

હાફીઝની શક્તિઓ આત્મીક ઉપવનમા હરે ફરે છે. જ્યારે અમે તેના કાવ્યો વાંચીએ છીએ ત્યારે સમજી શકતા નથી કે હાફીઝે જે મુખડાઓનુ વર્ણન કર્યુ છે, તે હાડ, માંસ અને ચામથી બનેલી છે, કે માત્ર આત્મીક છાયા છે, જે પર એક ભેદનો પડદો પડયો છે

## વીલીઅમ આઉસ્લી

હાફીઝના વચનો પવિત્ર, સરળ, અને સફાઇથી ભરપુર છે, તે સુંદર વેણો કુદરતી ભેદોથી ભર્યા છે. સૌથી વધુ તો, તેની કાવ્યો કહેવાની જે રૂઢી છે, તે રૂઢીને આજ સુધી કોઇ પુગી શકયુ નથી

હાફીઝ માટે યુરોપીઅન અને હિંદી વિદ્વાનોએ જે અભિપ્રાયો દર્શાવ્યા છે, તે લખવા બેસુ તો એક આખુ પુસ્તકજ જોઇએ ઉપરના થોડા ઘણા અભીપ્રાયોથી વાચકો સમજી ગયા હશે, કે હાફીઝ એક સાધારણ વ્યક્તિ ન્હોતી એ દૈવીશક્તિ ધરાવતા વિદ્વાન સબંધે પ્રકટ થએલા પુસ્તકોની અનુક્રમ

ણિકા મે આપી છે, એક ટુકી નોધ છતા તે ટુકી નોધ પણ સમજદાર માણુસે માટે ઘણી થઈ પડે એમ છે તે ઉપરાત છુટા છવાયા અભીપ્રાયો ઉપરાત જે અગ્રેજ વિદ્વાનોએ હાફીઝ સબધે જે કાઇ લખ્યુ છે, તે ન ટાકતા માત્ર તેમના નામોજ લખી લેવાનો વિચાર છે હાફીઝ સબધે લખનાર, તેના વચનોને અમૃતજળ ગણનાર હિદીઓજ નહીં પણ યુરોપીઅનોએ પણ જીવનદાન મેળવવા હાફીઝના કાવ્યામૃતનુ અમીપાન કર્યું છે નીચે લખેલા થોડાક નામો વાચી જુઓ

**એફ મેનીન્સકી, ટી હાઇડ, ડ રેવીસ્કી, જે રીચડસન, વીલીઅમ જોન્સ વીલીઅમ આઉસ્લી, જાન હીન્ડલે, વોન હેમર, ડૉનર, રોઝેન્ઝવીગ, નેસલમેન, એસ રોબીન્સન, હારમન બીકનેલ, ડૉક્ટર રીચર્ડ ગોથેલ, ઇ જી બ્રાઉન, ગોર આઉસલી. ચાર્લસ સ્ટુવર્ટ, જેન્ટ, મેડમ લોવ્મા ફ્રોસ્ટેલો, બ્રૉખાસ, ચાર્લસ રયુ, જૉન નોટ, કલોડીઅસ જેમ્સ રીચ, કરનલ એચ. વીલબર, ફોર્સ કલાર્ક,** ઇત્યાદિ, યુરોપના વિદ્વાન પુરૂષોએ હાફીઝને સૌથી ચઢીઆતો ગણ્યો છે ટુકમા એટલુજ કે હાફીઝના વચનો એક પ્રફુલ્લીત ઉપવનમા ખીલેલા સુગધીમય પુષ્પો સમાન છે

**ગઝલ ગુફ્તીઓ દર સુફ્તી બીયાઓ ખુશ બખા હાફીઝ**
**કે બર નઝમે તો અફ્શાનદ ફલક ઉકદે સુરૈયારા**

## ભાષાંતર.

હાફીઝ ( વાહ વાહ ) તે કેવી અચ્છી ગઝલ કહી છે, જાણે મોતીજ ટાકયા છે હવે (આ ગઝલ) મધુરા ટકે ગા કે આકાશ તારી ગઝલ ઉપર સુરૈયા નોછાવર કરે,

## હાફીઝ અને ઉર્દુ કવિઓ.

હાફીઝના કહેલા કાવ્યો ઉપર કેટલાક ઉર્દુ કવિઓએ પણ કાવ્યો રચ્યા છે આ ઉર્દુ કવિઓ આજે હિંદુસ્તાનમા પ્રખ્યાત થઇ પડયા છે, હાફીઝની ફારસી કડી અને ઉર્દુ કવિઓના ઉર્દુ કાવ્યો લખી પ્રજાને તેનો પરિચય કરાવુ ત અગાઉ હાફીઝનીજ એક સુન્દર ગઝલ લખી લેઉ, પછી તે વિષય હાથ ધરૂં. “ તાઝા બતાઝા ” ની ગઝલ પ્રખ્યાત થઇ છે આ ગઝલથી અપરિચિત પ્રજાને નવિન પરિચય આપનાર કોઈ હોય તો તે “ ઇદ્દમ મકકાનો હાજી ” સાહિત્યનો શહીદ, અને ગુર્જર સાહિત્ય વિલાસીઓનો લાડકો વીસમી સદીનો અધિપતિ **હાજી મહમદ અલારખ્યા શીવજી છે.** જેના નામને આજે પણ સાક્ષરો, લેખકો, ચિત્રકારો અને કવિઓ પ્રેમથી યાદ કરે છે તેજ “ તાઝા બતાઝા ” ની મીઠાશ ભરી ગઝલ નીચે પ્રમાણે છે

**મુત્રબે ખુશ નવા બેગુ તાઝા બતાઝ નવ બનવ**
**બાદહે દીલ કુશા બેજુ તઝા બતાઝા નવ બનવ (૨)**
**બા સમની ચુ લોઅબતી ખુશ બે નશીં બ ખીલવતી**
**બુસે સેતા બકામ અઝ ઉ તઝા બતાઝા નવ બનવ (૨)**

સાકીએ સીમ સાકે મન નીસ્ત મયમ બીચાર પેશ
ઝુદ કે પુર કુનમ નુબુ તાઝા બતાઝા નવ બનવ (૩)
બરઝે હયાત કય ખુરી ગરન મુદામ મય ખુરી
બાદા બખુર બયાદે ઉ તાઝા બતાઝા નવ બનવ (૪)
શાહેદે દીલરૂબાએ મન મી કુનદ અઝ બરાએ મન
નકશો, નીગારો, રગે, બુ, તાઝા બતાઝા નવ બનવ (૫)
બાદે સબા ચો બે ગુઝરી બર સરે કુએ આનપરી
કીસ્સએ હાફીઝશ બેગુ તાઝા બતાઝા નવ બનવ (૬)

## ભાષાંતર.

(૧) ગા, ગા, હે કોમળ કઠી ગવૈયા તાજી અને નવી વસ્તુ ગા અને મનને આનંદ આપનારી તાજી અને નવી મદીરા શોધ

(૨) ઢીંગલી જેવી માશુક સાથે એકાતમા બેસ. અને તને ગમે તે પ્રમાણે તાજા અને નવા ચુબનો લે

(૩) હે! ચાકી જેવી ઘુંટી ધરાવતા પ્યારા સાકી, મારી પાસે મદીરા નથી માટે લાવ જલ્દી લાવ કે હું તાજા અને નવા નવા ઘડા ભરી લઉ

(૪) જો તુ નિરંતર મદ્યપાન ન કરશે, તો જીવનથી શો લાભ મળશે? તેની ( પ્રિયાની ) યાદમા તાજી અને નવી મદીરા પી

(૫) મારી મનોહર માશુક મને આનદ આપવા માટે પોતાને નવા નવા અને તાજા રગ સુગધથી શણગારે છે

(૬) હે વાયુ જો તુ તે મીઠડી પ્રિયાના મહોલ્લામા જાય તો હાફીઝના નવા નવા અને તાજા પ્રણામ કહેજે

આ ગઝલ જરા સગીત ઉપર ગાઓ તો ખરા, પછી જોઉ છુ કે તમે અને સાભળનાર કેમ નથી ડોલતા ? રાગણી મેળવી ગાવા માડતા મસ્ત થશો. સાકી લખી ગયો તે વાચી તમે મસ્ત બનનાર નથી જરા વાજીત્રો ગોઠવો સીતાર અને દીલરૂબાના તાર ઉપર તમારા આગળા ફેરવો કોઈ કોમળ કઠી ગાનારને કહો કે હવે આ વસ્તુ છે કે અને પછી જુઓ કે તમે ડોલવા માડો છો કે નહી આ ઉપર દર્શાવેલી ફારસી ગઝલનો કવિતારૂપી ભાષાતર લખ્યા પછી વાચકો અગ્રેજીમા પણ થએલા તરજુમાની મજાહ મેળવી શકશે

(૧) મધુરા કઠવાળા હે ગવૈયા ગા નવુ કઇ ગા
તરાવે હર્ષને દરીયે હૃદય તુ તે મદીરા પા
(૨) પ્રિયા સાથે અનેરા રગથી બેસી તુ એકાતે
ગુલાબી ગાલ પર ચુબન લઇને યાર રાજી થા
(૩) ભરા પ્યાલા પ્રયે સાકી મદીરા લાવ તુ હાથે
શરાબે અર્ગવાનીથી ભરી લઉ હુ ઘડા તાજા
(૪) ભલા કેમ ચેન રહેશે મદીરા જો ન તુ પીશે
ચલાવી પુર પ્યાલાનો પ્રિયા યદે તુ રાજી થા
(૬) પ્રિયા મુજ હુર જેવી તે હૃદય આનદને ખાતર
શૃગારે હર્ષથી નીજ અગ તે રગે નવા તાજા
(૫) ઉષા આનદના વાયુ યાને ઠમ જાએ
સલામ હાફીઝ ના કહી દેજે કૃપાળુ તુ નવા તાજા
( સાકી )

ફારસીની ગુજરાતી કવિતા વાચી, ચાલો હવે અગ્રેજી ભાષાની પણ મોજ ચાખો આ અગ્રેજી કવિતા પણ "તાઝા બતાઝા" ના મથાળા હેઠળજ પ્રસિદ્ધ થઇ છે

# Taza Ba Taza.

It is a song including the love of wine and pleasure, and redolent of joy. As compared with the literature of Hindustan. It is a green spot in the wilderness. It is the champagne cup flowing over at the cheerless banquet of Natives It is the dream of happiness at the ear of enduring misery the following is a translation, of the famous song of **Hafiz** —

Singer o Sing with all thine art,
Strains ever charming sweetly new
Seek for the wine that opes the heart
Ever more sparkling brightly new.
With thine own loved one like a toy,
Seated apart in the heaven'ly joy.
Snatch from her lips kiss after kiss
Momently still renew the bliss
Boy with the silver Anklets, bring
Wine to inspire me as I sing,

Hasten to pour in Goblet bright
    Nectar of **Shiraz**, soul's delight
Life if but life and pleasure thine,
    Long as thou quaff'st the quick'ning wine
Pour out the flagon's nectary wealth,
    Drink to thy loved one many a health.
Thou who hast stole my heart away,
    Darling, for me thy charms display,
Deck and adorn thy Youth's soft bloom,
    Use each fair dye and sweet perfume.
Zepher of morn, when passing by
    Bow'r of my love this message sigh,
Strains from her **Hafiz** fond and true,
    Strains still more sparkling, sweetly new.

હવે આપણે ફારસી ભાષામાથી ઉર્દુ ભાષામા ગએલા તરજુમાવાળી કડીઓ વાચીએ પ્રથમ આપણે 'ગાલીબ" નામના કવિથીજ આગળ વધીશુ; હાફીઝ કહે છે

**જામે જહાં નુમાસ્ત ઝમીરે મુનીર દોસ્ત**
**ઇઝહારે એહતે યાજ ખુદ આંજા ચેહાજતસ્ત**

( ગાલીબ )

**જામે જહાં નુમા હય શાહેનશાહકા ઝમીર**
**સૌગદ ઔર ગવાહકી હાજત નહી મુજે**

( હાફીઝ)

ગરઝે મરજીદ બખરાબાત શુદમ અયબ મગીર
મજલીસે વઅઝ દરાઝસ્તો ઝમાં ખાહદ શુદ
મજલીસે [1]વઅઝ તો તા દેર રહેગી કાયમ
યે હુય [2]મયખાના અભી પીકે ચલે આતે હુય

( હાફીઝ )

બનાલે બુલબુલ અગર બામનત સરે યારીસ્ત
કે મા દો આશીકે ઝારીમો કારે મા ઝારીસ્ત

( રોદ )

આ [3]અન્દલીબ મીલકે કરે [4]આહો ઝારીયાં
તુ હાય ગુલ પુકાર મય ચીલ્લાઉ હાય દીલ

( હાફીઝ )

દર્દીસ્ત દર્દે ઇશ્ક કે હેચશ ઇલાજ નીસ્ત
ચન્દા કે સઅય બેશ નુમાઇ બતર શવદ

( મોમીન )

[5]મરીઝે ઇશ્ક પર રહેમત ખુદાકી
[6]મરઝ બડતા ગયા [7]જુંજુ દવાકી

---

૧ ઉપદેશક ૨ શરાબખાનુ ૩ બુલબુલ ૪ કલ્પાંત ૫ પ્રેમ રોગી ૬ રોગ ૭ જેમ જેમ

( હાફીઝ )

અબ્રાએ હાજતીમો ઝબાને સવાલ નીસ્ત
દર હઝરતે કરીમ તમન્ના ચે હાજતસ્ત
[1]કરીમ જો તુજે દેના હો [2]બેતલબ દેદે
ફકીર હું પ નહીં આદતે સવાલ મુજે

મીખાસ્ત ગુલકે દમ ઝનદઝ રંગો બુએ દોસ્ત
અઝ ગૈરતે સબા નફસશ દર દહા ગીરફ્ત

( સૌદા )

[3]ચમનમેં [4]ગુલને જો કલ [5]દઅવએ જમાલ કીયા
[6]સબાને માર તમાચા મુ ઉસ્કા લાલ કીયા

( હાફીઝ )

બખુદાકે રશ્કમ આયદ કે નઝર કુનમ બરૂયશ
કે નઝર દરેગ બાશદ બચુનીં લતીફ રૂએ

( ગાલીબ )

દેખીએ [7]કીસ્મત કે આપ અપને પે [8]રશ્ક આ જાએ હય
મય ઉસે દેખુ ભલા કબ મુજસે દેખા જાએ હય

---

૧ ઇશ્વર ૨ માગ્યા વિના ૩ ઉપવનમાં ૪ ફુલ ૫ સૌંદર્ય માટે અભીમાન ૬ હવા ૭ ભાગ્ય ૮ ઇર્ષા

# કાવ્યોનો પ્રભાવ

યુનાનનો પ્રખ્યાત હકીમ અરસ્તુ જેણે કવિઓને બે ભાગમા વ્હેચી નાખ્યા છે, તેજ હકીમે કાવ્યો કહેવાની વિદ્યાને ફીલસુફીની વિદ્યા સાથે સરખાવી છે જેમ ફીલસુફીથી વાદવીવાદને અ ગે કોઈ પણ વાતનો આપણે નિર્ણય કરી શકીએ છીએ, જેમ એક વાત ન માનનારને પુરાવાઓથી આપણે મનાવી શકીએ છીએ, તેમ શાએરીથી પણ આ વાત ઉત્પન્ન થાય છે

શાએરી, મદીરાથી મળતી આવે છે જેવી રીતે મદીરા માણસને મસ્ત બનાવી શકે છે, તેમ કાવ્યો પણ મનુષ્યને પોતાના સપાટામા લઈ મસ્ત બનાવી શકે છે દરેક કોમ અને જાતના આચાર વિચારો અને રૂઢીઓ જુદા જુદા પ્રકારની હોય છે તે વિચારથી ભરેલા કાવ્યોમા સ તાએલો ભાવ ધીમે ધીમે તે જાતવાળાઓ પર પ્રભાવ પાડે છે. અરબોના કાવ્યોમા વીરરસ અને પરોણાગતના ગીતો દ્રષ્ટિએ પડે છે, કારણ કે અરબ જાત પોતે પરાક્રમી અને વીર જાત છે, પરોણાગત અને ઉદારતાને ઓળખનાર કોમ છે, તેથી તેઓ કાવ્યોમા વીરતા, અને ઉદારતા વધુ પસ દ કરે છે. ફારસી શાએરીમા સૌંદર્ય પુજા, અને મદીરા વર્ણન ઘણે ભાગે કરવામા આવતા હોવાથી માણસો એમ ધારે છે, કે ફારસી કાવ્યો વાચવાથી દીલ ઉપર ખોટી છાપ પડે છે, જેમા ખાસ યુવકો માટે તો ફારસી

કાવ્યોને માણસો વીષ સમજી બેઠા છે. જેમા ખાસ કરી હાફીઝના કાવ્યો જે જલ્લદ મદીરાથી મળતા આવે છે, તે તો વાચનારને બહુજ જલ્દી મસ્ત અને મતવાલો બનાવી દે છે. જેમા યૌવન બગીચે રમતી વ્યક્તિઓ તેના સપાટામા બહુજ જલ્દી સપડાય છે

**શહેનશાહ આલમગીર**એ તો હાફીઝના કાવ્યો ન વાચવા માટે ખાસ હુકમ આપ્યો હતો, કારણ કે માણસો એ ભેદી કાવ્યોના ભેદને ન સમજી શકતા માત્ર જાહેર અર્થોથી સત્ય માર્ગથી વેગળા ઉતરી પડતા, અને જ્યા દૈવી જ્ઞાન મેળવવાનુ હોય ત્યા મદીરા અને પ્રેમ વર્ણનથી મસ્ત બની જતા. જો કે શહેનશાહ આલમગીરે હાફીઝના કાવ્યો ન વાચવા માટે હુકમ આપ્યો હતો, છતા તેના ખરા અર્થ સમજનાર શહેનશાહ પોતે તો હાફીઝની દીવાન હમેશ પાસેજ રાખતા હતા

કેટલાકોનું તો એમ પણ માનવુ છે, કે ફારસમા જ્યાં સુધી હાફીઝની દીવાન હયાતી ધરાવે છે, ત્યા સુધી ફારસગરાઓ કદી પણ ઉન્નતી કરી શકવાના નથી

આ તો હદ થઈ ગઈ રાજા મહારાજાઓના હાથમા જે શકિત નથી તે શકિત હાફીઝનુ નિર્જીવ પુસ્તક ધરાવે છે, એમ માણસો માની બેઠા છે, ફારસમા દીવાને હાફીઝ હયાતી ધરાવે ત્યા સુધી માણસો પ્રગતી સુધી પહોચી શકતા નથી, એમ માનવાને હુ તો ના પાડુ છુ, છતા જ્યારે હાફીઝના

કાવ્યો પ્રત્યે નિહાળુ છુ ત્યારે હૃદય તેમ માનવાને પરાણે સમજાવે છે, કદાચ એમ હોય પણ આ વાત ચોકકસ રીતે તો કોઈ અનુભવીજ કહી શકે છે, છતા એટલુ તો આપણે પણ સમજી શકીશુ કે જે દેશમા નીરતર

**હદીસ અઝ મુત્રેબો મય ગુઓ રાઝે દહર કમ્તર રજુ**
**કે કસ નકો શુદો નકુશાયદ બહીકમતે ઈ મોઅમ્મારા**

## ભાષાંતર.

મદીરા અને ગવૈયાનીજ વાતો કરો, જગતની ચિતા ન કરો કારણ કોઈએ પણ ચિતાથી આ ભેદ ઉકેલ્યુ નથી

હાફીઝના ઉપર મુજબના હુકમોનુ પાલન થતુ હોય ત્યાં પ્રગતી દેવીને રહેવાની જગ્યા નજ મળી શકે, છતા તેમ થવાના કારણો તપાસતા આપણે એટલું તો ચોક્કસ રીતે કહી શકીશુ કે ત્યાના માણુસો હાફીઝના કાવ્યોમા સમાએલા ભેદને પુગી વળવા, અથવા કાવ્યોની ખરી ખુબી જાણવા મહેનત કરવા બદલ પોતાના આત્માને હાફીઝના કાવ્યોના જાહેર અર્થો થકી આનદ આપવા ઉપર વધુ ધ્યાન આપે છે

કોઇ કોઈ વાર તો એકજ કડી સાભળી માણુસ ડોલવા લાગે છે, તે કડી માણુસને ગાડો અને મસ્ત બનાવી દે છે, ત્યારે હાફીઝની તે ગઝલો જે માત્ર પ્રેમ ઉપર રચાઇ હોય તેના સપાટામાથી ભલા માણુસ કેમ છુટી શકે? તે પ્રેમ કે જે સૃષ્ટિમા એક અમુલ્ય વસ્તુ ગણાય છે, તે પ્રેમ કે જેને

સમજ્યા પછી મનુષ્ય પોતે પોતાને દેવ બનાવી શકે છે. અને પોતાને માન આપવા અને પોતાની આજ્ઞાનું પાલન કરવા અથવા પોતાના અનુયાયીઓ બનાવવા જગતને નમાવી શકે છે તે પ્રેમ સાથે હાફીઝ મદીરાને પણ પ્યાલામા ભરે છે. જુઓ હાફીઝની દીવાન અને તમે અક્ષરે અક્ષરમા મસ્તી જોઈ શકશો એ પ્રેમ મસ્તી અને મદીરાના અર્થ સમજનારા તો તરી ગયા, જ્યારે ન સમજતા જાહેર અર્થને માની બેસ નારાઓ આડે માર્ગે ઉતરી પડયા

**શ્રિમાન દેવેન્દ્રનાથ** ઠકકર હમેશ પોતાના ચેલાઓને હાફીઝની દીવાન વાચવા ભલામણ કરતા રહયા છે, અને પોતે પણ જ્યારે હિમાલય પર્વત ઉપર તપશ્ચર્યા કરવા ગયા ત્યારે એજ દીવાને હાફીઝ તેમના મિત્રનુ કામ કરતી.

એવા એવા પ્રભુ ભકતો જેઓ હાફીઝની દીવાનને પોતાનો મિત્ર ગણે, એવા મહાન કવિઓ જેઓ હાફીઝના વચનો ઉપર પોતાના પ્રાણ નોછાવર કરે, એવા વિદ્વાનો જેઓ હાફીઝના વચનોને અમૃતજળ ગણે તેવા પવિત્ર વચનોને ન સમજતા કોઇ આડે માર્ગે ઉતરી પડે તો તેથી શુ તે વચનો ની કિમતમા ફેર પડે છે? હુ તો એમ કહુ છુ કે તેમ થવાથી તેની કિમત ઘણી ઘણી વધી જાય છે

આવો હવે આપણે થોડીક રગીલી ગઝલો વાચી લઇએ. જે પછી હાફીઝની દીવાન ઉપર વિશ્વાસ ધરાવતા રાજા મહા રાજાઓ અને ફાલ જોઇ કાર્ય કરતા મનુષ્યોની મુલાકાતે

જાઇએ આ ગઝલનો સર વીલીઅમ જોન્સે અંગ્રેજીમા તરજુમો કર્યો છે, તે પણ વાચકો નીચે જાણી શકશે.

બ અઝમે તોબા સહેર ગુફ્તમ ઇસ્તેખારા કુનમ
બહારે તોબા શીકન મીરસદ ચે ચારા કુનમ (૧)

સુખન દુરૂસ્ત બગુયમ નમી તવાનમ દીદ
કે મય ખુરન્દ હરીફાનો મન નઝારા કુનમ (૨)
બ દોરે લાલા દેમાગે મરા ઇલાજ કુનીદ
ગરઝ મયાનેયે અહેલે તરબ કીનારા કુનમ (૩)

અગર શબી બ ઝબાનમ હદીસે તોબા રવદ
ઝે બે તહારતી આન્રા બમય ગરારા કુનમ (૪)

બ તખ્તે ગુલ બેનેશાનમ બુતે ચુ સુલતાની
ઝે સુમ્બુલો સમનશ સાઝે તોકો યારા કુનમ (૫)
મરા કે નીસ્ત રહો રસ્મે લુકમે પરહેઝી
હમાન બે અસ્ત કે મયખાના રા ઇજારા કુનમ (૬)

ઝરૂયે દોસ્ત મરા ચુ ગુલે મુરાદ શીગુફ્ત
હવાલએ સરે દુશ્મન બ સગે ખારા કુનમ (૭)

ગદાએ મય કદઅમ લયક વકતે મસ્તી બીં
કે નાઝ બર ફલકો હુકમે બર સીતારા કુનમ (૮)

અગર ઝે લઅલે લબે યાર બોસએ યાબમ
જવાં શવમ ઝે સરો ઝીંદગી દોબારા કુનમ (૯)
ન કાઝીયમ, ન મુદરરસ, ન મોહતસબ ન ફકીહ
મરા ચે મુદ કે મન્એ શરાબ ખારા કુનમ (૧૦)

**કે બાદા ખુર્દને પીન્હા ,મહુલ શુદ હાફીઝ**
**બ બાંગે બર્બ તો નય શઝશ આશકારા કુનમ (૧૧)**

## ભાષાંતર.

(૧) (મદીરાથી) તોબા કરવાના ઇરાદાથી પ્રભાતકાળે મેં ફાલ જોવાનો નિશ્ચય કર્યો (પણ લાચાર) તોબા તોડનાર વસતરૂતુ આવનાર છે એટલે હુ શુ કરૂ ?

(૨) મારા હરીફો મદીરા પી (મસ્ત બને) અને હુ ખેલ જોયા કરૂ તે હવે મારાથી સાખી શકાતું નથી.

(૩) વસત રૂતુમા જો હુ મોજશોખથી દુર રહુ તો મારા મગજની (અસ્થીરતાનો) ઇલાજ કરજો

(૪) જો કોઈ રાત્રે મારી જીભ તોબા કરવા સબધે કાંઈ વાત કરે છે, તો હુ અપવિત્ર થઈ જવાના વિચારે મદીરાથી કોગળા કરી તેને પવિત્ર કરૂ છુ

(૫) પુષ્પ તખત ઉપર મારી પ્રિયતમાને હુ એક બાદશાહનાજ ઠાઠથી બેસાડીશ, અને તેને મોગરાનો હાર તેમજ ચબેલીની બગડીઓ પહેરાવીશ

(૬) હુ કોઇ ભકત કે તપસ્વી નથી તેથી જો હુ કોઇ પીઠુ ભાડે લઇશ તો તેજ ઠીક થઇ પડશે

(૭) મિત્રના મુખથી મારી ઇચ્છાના પુષ્પો ખીલી નીકળ્યા છે, ત્યારે હવે શત્રુના મસ્તકને કોઇ સખત પત્થરને સુપ્રત કરૂં.

(૮) જો કે હુ પીઠાનો એક ભીખારી છુ, પણ જ્યારે હું મસ્ત બની જાઉં છુ, ત્યારે મને જુવો કે હુ ગગન અને તારાઓ પર કેવા ઠાઠથી હુકમ કરૂ છું.

(૯) જો હુ મારી પ્યારીના સુદર અધર ઉપર ચુંબન લઈ લઉ તો હુ એકવાર ફરી યુવાન બની નવિન જીદગીનો આરભ કરૂં.

(૧૦) હુ કોઇ કાજી પણ નથી અને ઉપદેશક પણ નથી. નીતીનો રક્ષક પણ નથી અને ભક્ત પણ નથી, ત્યારે પછી મધુ પ્રેમીઓને મદીરા પીતા હુ શા માટે અટકાવુ ?

(૧૧) સતાઇને મદીરા પીવાથી હાફીઝ હવે તો કટાળી ગયો છે, (માટે હવે) સીતાર અને ખસરીના સુદર સરોદો સાથે તેનો ભેદ ઉઘાડો પાડું છુ.

હાફીઝની આ સુદર ગઝલનો સર વીલીઅમ જોન્સે અગ્રેજીમા તરજુમો કર્યો છે તે પણ વાચકોના ચરણમા ધરૂ છુ. આ મહાન ગ્રથકારે કરેલો તરજુમો નીચે પ્રમાણે છે.

This morning I resolved at last,
All idle thoughts far hence to cast
And in repentence steep my soul
Forgot the roses and the bowl !
"Oh, let some omen be my guide,
And I will follow it," I cried

But say, alas! what could I do?
'Twas spring, that breaker of all vows
I saw the trees their leaves renew,
I saw fresh roses on the boughs
I saw the merry cup go round
My rivals with enjoyment crowned
Whilst I, a looker-on, must see
All gay and full of hope but me
One draught-but one-that drunk I fly
At once this dang'rous company
But, Ah she came! as buds to light,
My heart expanded at her sight,
And every strong resolve gave way-
My rivals saw me blest as they!
I'll seat my love amidst the bower,
With rosy garlands bind her hair
Wreath ronnd her arms the jasmine flower
Than those white chains more sweet afair
Away I was not born a sage
Am I the censor of the age?
mine a priest's and Judge's part,
To chide at mirth and love like this?

Elated, like the rose, my heart
  Throws off its shrouding veil for bliss
Why should I censure wine ? fill full
  To her, the kind, the beautiful,
If but one kiss I should obtain,
  Youth and delight were mine again,
And I another age should live
  Such power the smiles of beauty give
Reproach me, then, Ye wise, no more,
  Nor say I joy in secret pleasure,
Let all be hold my cup run o'er
  While harp and bute keep joyous measure

રૈનકે અહદે શબાબસ્ત દીગર બુસ્તાનરા
મીરસદ મુઝદયે ગુલ બુલબુલે ખુશ ઇલ્હાનરા (૧)
અય સબા ગર બ જવાવાને ચમન બાઝ રસી
ખીદમતે મા બે રસાન સરવઓ ગુલ રીહાનરા (૨)
તર્સમ આન કૌંમ કે બર દર્દ કશાન મીખન્દન્દ
દર સરે કાર ખરાબાત કુનન્દ ઇમાન રા (૩)
બેરવ અઝ ખાનયે ગર્દું બદરૂનાં મતલબ
કીન સીયાહ કાસા દર આખીર બે કુશદ મહેમાનરા (૪)
ગર ચુની જહવા કુનદ મુગબચયે બાદા ફરોશ
ખાક રૂબે દરે મયખાના કુનમ મીઝગાનરા (૫)

જુર કે રા ખાબ ગહ આખીર બેહો મુરતી ખાકરત
ગુચે હાજત કેબ અફલાક કશી અય વાનરા (૬)

અય કે બર મહ કશી અઝ અંબરે સારા ચૌગાન
મુઝતરીબ હાલ મગર્દાન મને સરગર્દાનરા (૭)

હાફીઝા મયખુરો રીદી કુનો ખુશ બાશ વલે
દામે તઝવીર મકુન ચુન દીગરાન કુરઆનરા (૮)

## ભાષાંતર.

(૧) ઉપવનમા પૂરીને યૌવનનો બહાર દીસે છે કોમળ કંઠી બુલબુલને પુષ્પ તરફથી શુભ સમાચારો મળી ચુકયા છે.

(૨) હે વાયુ જો તે ઉપવનના યુવકો (પુષ્પો) પાસેથી તુ કદાચ પસાર થાય તો, સરોવર, ગુલાબ અને ચંબેલીને અમારા પ્રણામ કહેજે

(૩) તે કોમ કે જે મધુ પ્રેમીઓ ઉપર હસી રહી છે, તેની મને બ્હીક છે, કે (કદાચ) તે કોમ પીઠા બદલ પોતાના ઇમાનને વેચી નાખશે.

(૪) આ આકાશના ઘરના (દ્વાર) આગળથી તું ચાલતો થા, અને એક ટુકડો રોટલી પણ ન માગ. કારણ કે આ કાળુ પ્યાલુ છેવટે પોતાના પરોણાના પ્રાણ હરશે

(૫) જો મદીરા વેચનાર અલબેલડી તેના નૃત્ય ચાલુજ રાખશે, તો હુ મારા પલકાને પીઠાની રજ સાફ કરવા ઝાડુ બનાવીશ,

(૬) જે માણુસનુ રહેઠાણુ અતમા માત્ર થોડીક મટોડી ઉપર છે, તેને કહો કે આવા ગગન ચુંબીત મહેલો શા માટે બધાવે છે ?

(૭) તે કે જેણે પોતાના ચંદ્રસમ મુખ ઉપર નાગણી અબરી કેશો પાથર્યા છે, (તેને મારી વિનંતી છે કે) આ પ્રેમઘેલા પ્રેમી ઉપર વધારે સકટો ના પાડ

(૮) હે હાફીઝ મદીરા પી અને નીરતર આનદમા રહે ધુતારા લોકો પેઠે કુરઆનને છળની જાળ ના બનાવતો

The spııng with all ıts wonted bloom,
Renews the beauty of each boweı,
To the sweet Nıghtıngale ıs come
Glad tıdıngs from ıts darlıng flower
If with the bloomıng youth that grows
On fragrant plaıns, thou, gale, should'st rove !
Then greet the cypress, greet the rose,
Say that the basıl shares our love
Much, much I hate the scoffıng crew,
Who mock the joys our cups afford !
Let them unfeıgn'd devotıon shew
At rites that crown the festıve board
O, ask not alms at fortune's gate,
But from her hated temnle fiy '

She gives her goblet's poison'd bate,
She bids thee drink, then bids thee die
Would she who crowns our bowl with wine,
Fairest of unbelieving maids '
For me in all her beauty shine
Slave-like I'd kiss the ground she treads.
Two little handfuls of strew'd earth
To build thy last abode suffice,
Then where the use, or what the worth,
*O*f mansions tow'ring to the skies ?
Thou, nymph, whose moon-like forehead bears
An arch as purest amber bright,
Why for the captive spread new snares,
Why in his torment still delidht ?
Then quaff thy wine, drive sorrow hence,
But HAFIZ, as in some we see,
Make not the KORAN a pretence
To cover deeper infamy,

અય બાદા નસીમે યાર દારી
ઝાન તોહફ્રે મુશ્ક બાર દારી (૧)

ઝીન્હાર મકુન દરાઝ દસ્તી
બા તુર્રએ ઉ ચેકાર દારી (૨)

અય ગુલ તો કુજા ઓ રૂયે ઝેબાયશ
ઉ તાઝાઓ તો ખાર દારી (૩)
નરગીસ તો કુજાઓ ચશ્મે મસ્તશ
ઉ સરખુશો તો ખુમાર દારી (૪)
અય સર્વ તો બા કદ્દે બુલંદશ
દર બાગ ચે એ'તેબાર દારી (૫)
અય અકલ તો બાવુજુદે ઇશ્કશ
દર દસ્ત ચે ઇખ્તેયાર દારી (૬)
રીહાન તો કુજાઓ ખત્તે સબ્ઝશ
ઉ મુશ્કે તરો તો ગુબાર દારી (૭)
રોઝી બ રસી બ વસ્લે હાફીઝ
ગર તાકતે ઇન્તેઝાર દારી (૮)

## ભાષાંતર.

(૧) હે પ્રભાતકાળના આનંદમય વાયુ જરૂર આજે તારો કોઈ મદદગાર (મારી પ્રિયા) સાથે છે તેથીજ તારામાંથી કસ્તુરીની સુગંધ આવે છે.

(૨) ખબરદાર, હાથ ચાલાકી કરીશ મા તને તેના ઝુલ્ફા સાથે શું કામ છે?

(૩) હે ગુલાબના પુષ્પ તું કયાં અને મારી પ્રિયતમા કયાં? તેનું મુખડું તાજું છે, જ્યારે તું કંટકથી ભરપુર છે.

(૪) હે નરગીસના પુષ્પ તુ કયા ? અને મારા માશુકની મસ્ત આંખો કયા ? તે મતવાલા બન્યા છે, જ્યારે તારામા ખુમાર છે

(૫) હે સરોવરના વૃક્ષ મારી પ્રિયાના કદ આગળ ઉપવનમા તારી હવે હિમત રહી નથી

(૬) હે બુદ્ધી, તુ તેના પ્રેમના મુકાબલામા શકિતહીણ છે

(૭) હે સુગધીમય સુદર પખડીઓ તમે કયા અને તેના સુવાળા કેશ કયા તે તાજા છે, જ્યારે તમે ધુળથી ભરેલા છો

(૮) હે હાફીઝ જો તુ ધૈર્ય ધરવાની તાકાત ધરાવે છે, તો એક દિવસે તારી પ્રિયાનો તને જરૂર મેળાપ થશે

BALMY Gale ! I prithee say
Whence those wings in fragrance dyed ?
*O'*er my love you chance to stray,
She the perfumed treat supplied ?
BALMY Gale, such thefts forbear,
Other sports from hence pursue
With the tresses of her hair
What have you, gale ! to do ?
Lovely rose ! how poor your wreaths
With her lovelier face compared !
She of Musk inviting breathes,
Roughest thorns your beauties guard

Basil! yield to her the prize,
Softer is her cheek of down
There eternal freshness lies,
You, alas, must perish soon

Field Narcissus in her eye
See what tipsy brightness swims
There delicious languors lie,
Drooping grief your lustre dims

Cypress! in thy stately grow
What thy value or delight,
When the maid I fondly love
Rivals thy extremest height?

Wisdom! were you left to choose
What is sweetest, what is best,
All things else you would refuse
If with her you might be blest

HAFIZ! on your amorous way
Journey still with fond content,
Time will bring a favoured day,
When the fair shall smile consent

ચુ આફતાબે મય અઝ મશરીકે પીયાલા બર આયદ
ઝે બાગે આરેઝે સાકી હઝાર લાલા બર આયદ

નસીમ બરસરે ગુલ બીશકનદ કોલાલએ સુમ્બુલ
ચુ દર મયાને ચમન બુએ આન કોલાલા બર આયદ

હીકાયતે શબે હીજ્રાન ન આન હીકાયત અસ્ત
કે શમ્માઈ ઝ બયાનશ બસદ રીસાલા બર આયદ

ઝે ગીર્દે ખાના નીગુને ફલક મદાર તવકકોઅ
કે બે મલાલને સદ ગુસ્સા યક નીવાલા બર આયદ

ગરત ચુ નુહે નબી સબ્રસ્ત દર ગમે તુફાન
બલા બગરદદો કામે હઝાર સાલા બર આયદ

બ સઅયે ખુદ ન તવા બુર્દ રહ બ ગૌહરે મકસુદ
ખીયાલ બુદ કે ઈન કાર બ હવાલા બર આયદ

નસીમે ઝુલ્ફે તો ગર બોગઝરદ બ તુર્બતે હફીઝ
ઝે ખાકે કાલ બુદશ સદહઝાર નાલા બર આયદ

## ભાષાંતર.

(૧) જ્યારે મદીરાના સુય, પ્યાલાના આકારામાથી બહાર આવે છે, ત્યારે સાકીના સુદર ગાલોના બગીચામા હજાર લાલાના ફુલો ખીલી નીકળે છે

(૨) જ્યારે ઉપવનમા તે નાગણી કેશોની સુગધ આવે છે ત્યારે હવા પુષ્પના માથા ઉપર સુમ્બુલની ચોટલી પટકે છે

(૩) વીયોગ રાત્રીની હકીકત તે હકીકતોમાની નથી કે જેની થોડી હકીકત સો પુસ્તકોમા પુરી થાય

(૪) આ આકાશના ઉધા થાળ ઉપર આશા ના રાખ, કે તે સો સકટો પાડયા સિવાય તને એક કોળીયુ પણ આપશે

(૫) જો તુહ પયગમ્બર પેઠે તુ તોફાનમા ધૈર્ય ધરશે, તો તારા સઘળા સકટો ટળી જશે, અને હજાર વર્ષની આશા ફળીભુત થશે

(૬) તારા પોતાનાજ પ્રયત્નોથી આશા ફળીભુત થવાના માર્ગ સુધી તુ નહી પહોચી શકશે, કોઇની મદદ વિના આ કાર્ય થઇ જશે, એ તો માત્ર એક હવાઇ વિચાર છે

(૭) તારા કેશ ગુચ્છની સુગધ હાફીઝની ઘોર ઉપરથી પસાર થશે, તો તેના હૃદયની મટોડીમાથી સો હજાર કલ્પાન્તના વચનો નીકળશે.

When from the goblet's eastern brim shall rise
The gladd'ning sun-beams of our aparkling wine,
To grace the maid, tulips of richest dyes
Shall on her cheek's empurpled garden shine
The gale shall spread on hyacinathine wreaths
O'er the warm bosom of the blushing rose,
When, scented by those looks, it softly breathes
From the sweet maze where many a flow'rest
blows.

The night that parts a lover from his love
Is fraught with such distress, such tender wail,
The scanty would and hundred volumes prove,
To register the fond, the mournful tale
Be thine the steady patience, that sustain'd
The prophet NOAH, when the deluge rose,
Then shall the wish of countless years be gain'd,
And joyful terminate thy lengthen'd woes
The fav'rite hope, long foster'd in thy breast,
Thy single effort never will obtain
The wished success on various aids must rest,
Without those aids thy own attepts are vain
O, let not avarice tempt thy wild desires
To toil for wealth in fortune's glittering mine,
Small is the pittance mortal man requires,
And trifling labour makes that pittance thine.
Should the sweet gales, as o'er thy tomb they
play,
The fragrance of the nymph's loved tresses bring;
Then, HAFIZ, shall new life inspire thy clay,
And ceaseless notes of rapture shalt thou sing.

આ તરજુમામા એકાદ ઠેકાણે મને ભુલ જણાય છે, છતાં વાચકોની જાણ ખાતર હુ લખી લઉ છુ. ફારસી ગઝલનો

અગ્રેજીમા તરજુમો જોશો તો તમને પણ થોડોક તફાવત જણાઈ આવશે. એટલે તે તફાવત જોઈ લેવાનુ પ્રજા ઉપરજ મુલતવી રાખુ છુ. ઉપરોકત ગઝલનો ભાષાતરકર્તા જૉન નૅાટ છે

એક બીજી ગઝલ પણ અગ્રેજી તરજુમા સાથે વાચી લો.

સાકીયા માયએ શબાબ બીયાર
યક દો સાગર શરાબે નાબ બીયાર (૧)

દારૂએ દર્દે ઇશ્ક યા'ને મય
ફુસ્ત દર માને શેખો શબાબ બીયાર (૨)

આફતાબસ્તો માહ બાદઓ જામ
દર મયાને માહ આફતાબ બીયાર (૩)

ગમે દવરાન મખુર કે રફતો નરફત
નગમયે બર્બતો રૂબાબ બીયાર (૪)

ગુલ અગર રફત ગો બશાદી રવ
બાદઓ નાબ ચુ ગુલાબ બીયાર (૫)

ગુલગુલે બુલબુલ અર નમ.નદ રવાસ્ત
કુલકુલે શીશઓ શરાબ બીયાર (૬)

ગરચે મસ્તમ સે ચાર જામે દીગર
તા બ કુલ્લી શવમ ખરાબ, બીયાર (૭)

યકદો રત્લે ગીરાન બ હાફીઝ દેહ
ગર ગુના હસ્તો ગર સવાબ બીયાર (૮)

## ભાષાંતર.

(૧) હે સાકી યુવાનીના (મોજ શોખના) સાધનો લાવ. એક બે પ્યાલા મદીરાના લાવ

(૨) પ્રેમ પીડાનુ ઓસડ એટલે મદીરા જે વૃધ્ધ તેમજ યુવાનોનો ઉપાય છે, તે લાવ

(૩) મદીરા તે સુરજ છે, અને પ્યાલા તે ચંદ્રમા છે (માટે) ચંદ્રમાની અંદર સુર્યને લાવ

(૪) જમાના માટે તારૂ મન ન દુખવ કે આ ગયુ અને આ ન ગયુ. બંસરી અને સીતારના સુંદર અરોદો લાવ

(૫) પુષ્પ જાય છે, તો તેને કહો કે આનંદથી જા અને ગુલાબ જેવી નિર્મળ મદીરા લાવ.

(૬) બુલબુલના ટહુકારા નથી સંભળાતા તો કાંઈ નહીં મદીરાનો કલકલ થતો અવાજ લાવ

(૭) જો કે હુ મસ્ત છું છતા ત્રણ ચાર પ્યાલા બીજા લાવ, કે જેથી હુ તદ્દન શુદ્ધહીણ થઈ જાઉ

(૮) એક બે મોટા પ્યાલા હાફીઝને આપ, પછી તેમા પાપ હોય કે પુન્ય હોય તો પણ લાવ

Hither, boy, a goblet bring,<br>
Be it of wines ruby spring!<br>
Bring me one and bring me two,<br>
Naught but purest wine will do,

It is wine, boy, that can save
Even lovers fro the grave,
Old and young alike will say–
'Tis the balm that makes us gay

Wine's the sun, the moon, sweet and soul!
We will call the waning bowl
Bring the sun, and bring him soon,
To the bosom of the moon!

If the rose should fade, do you
Bid it cheerfully adieu
Like rose-water to each guest
Bring the wine and make us blest

If the nightingale's rich throat
Cease the music of its note,
It is fit boy, thou should'st bring
Cups that will with music ring

Be not sad whatever change
O'er the busy world may range
Harp and lute together bring
Sweetly mingling string with string

Should it chance o'er-pow'r mymind,
Where is the remedy I find?

'Tis in wine then boy, supply
Wine, till all my senses die!
Unto HAFIZ, boy, do you
Instant bring a cup or two
Bring them, for the wine shall flow
Whether it be law, or no!

એ ચાર ગઝલોના અંગ્રેજી તરજુમાથી વાચકો જાણી શકયા હશે, કે હાફીઝ યુરોપમા પણ તેટલાજ લોકપ્રિય છે, જેટલા એશીયા ખડના રહેવાશીઓ તેમને માન આપે છે. આવો હવે આપણે એ શીરાઝના દેવના વચનો ઉપર મહાન પુરૂષો કેવા વિશ્વાસ રાખતા તે જાણી લઈએ એટલે સાકી પછી છેલ્લા પ્રણામ કરી લે

## દીવાને હાફીઝ અને ફાલ.

સદીઓની સદીઓ પહેલા પણ માણસો શુકન અને ફાલ પર વિશ્વાસ રાખતા હતા શુભ શુકનમા કરવાના કાર્યો કરતા, અને જે કામ સબધે તેઓ ગુચવણમા પડતા તે કામ માટે ફાલ, જ્યોતિષ કે રમલ દ્વારા તેઓ તે ગુચવણી ઉકેલી લેતા પુરાતન કાળમા રાજા મહારાજાઓના દરબારમા એક જ્યોતિષ તો જરૂરજ રહેતો વળી કેટલાકો તો પખીઓના બોલવા ઉપર, કે ચોપગાના ચાલવા ઉપરથી શુકન લેતા અને તેને શુભ અશુભ શુકન ધારી કાર્યો પર મડતા હજી પણ

એ અજ્ઞાનતા માણુસોમા રહી ગએલી દીસે છે, બીલાડી આડી ફ્રી ગઇ તો કરવાનુ કામ માણુસો નથી કરતા, કાર્યાર્થે જતા છીક આવી તો શુકન સારા ન થયા એમ જાણી ઘેર-માજ ભરાઇ બેસે છે, એ અજ્ઞાનતાનો સમુદ્ર હિંદુઓમા વધુ પ્રમાણુમા ઉછળી રહ્યો છે પારસી, મુસલમાન કે બીજી કોમો કરતા હિંદુઓ શુકનમા બહુજ માનનારા જણાય છે અને રમલ કે જ્યોષિત ઉપર પણ એજ જાતી બહુજ વિશ્વાસ ધરાવે છે

યુરોપીઅનો પણ એ અજ્ઞાનતાને આધીન થયા છે ખરા, અગાઉ તેઓ પોતાના ધાર્મીક પુસ્તકો દ્વારા ફાલ જોતા, અને તે ઉપરજ કાર્યો કરવા બધાએલા રહેતા, વખતના વહેવા સાથે એ અજ્ઞાનતાનો પ્રવાહ કેટલેક અંશે ઓછો થતો ગયો, મુસલમાનો, યુરોપીયનો અને પારસીઓમાથી ફાલ કે શુકન ઉપરથી વિશ્વાસ ઉડી ગયો, છતા હીંદુ કોમમાં હજી પણ એ વિશ્વાસ જેવો ને તેવો તાજોજ છે

માણુસોમા પોતાનુ ભવિષ્ય જાણુવાની બહુ ઇચ્છા હોય છે આ કાર્ય સફળતાપુર્વક પાર ઉતરશે કે નહી તે જાણુવાની તીવ્ર ઉત્કંઠા હૃદયને ઉછાળી મેલે છે અને ગભરાએલુ હૃદય છેવટે કોઇ જ્યોતિષીના ઘર પર દોડી જાય છે સુધરેલો માણુસ હોય, સસ્કારી કે વિદ્વાન હોય, ફાલ કે જ્યોતિષ ઉપર વિશ્વાસ ન રાખતો હોય પણ જ્યારે તેના પોતાનાજ સબધમા જ્યોતિષ દ્વારા કાઇ કહેવામા આવશે, ત્યારે ભલે તે તેને ન માને પણ

એટલુ તો નકકીજ કે તેનુ હૃદય માનવા અને ન માનવા માટે ડામાડોળ થશેજ

પ્રારસમા ફાલ જોવાનો રીવાજ આજે જમાનાથી ચાલતો આવે છે, જેની ગવાહી આપતા શેખ સા'દી અને હાફીઝના કાવ્યો હજી પણ હયાતી ધરાવે છે માણુસો શુકન અને ફાલ ઉપર વિશ્વાસ રાખતા એટલુજ નહીં પણ હાફીઝ સીરાઝી પોતે પણ ફાલ જોતા, અને તે પર ભરોસો રાખતા એમ તેમના કેટલાક કાવ્યોથી આપણે જાણી શકીએ છીએ

રોઝે હીજ્રાનો શબે ફુર્કતે યાર આખીર શુદ
ઝદમ ઈ ફાલ ગુઝશત અખ્તરો કાર આખીર શુદ

## ભાષાંતર.

વિયોગનો દીવસ અને વિયોગની રાતનો અત આવ્યો મે ફાલ જોઈ જેમા જણાયુ કે દુર્ભાગ્યનો વખત વહી ગયો અને દુ ખની પળો વીતી ગઈ

અઝ ગમો દર્દ મકુન નાલઓ ફરીયાદ કે દોશ
ઝદ અમ ફાલીઓ ફરીયાદ રસી મી આયદ

## ભાષાંતર.

દુ ખથી કલપાત અને ફરીયાદ કરવાનુ મુકી દે કારણ કે મે ફાલ જોઈ છે, જેમા જણાયુ કે એક ફરીયાદ સાભળનાર આવી રહયો છે.

આ કડીઓથી હાફીઝ પોતે પણ ફાલમા માનવાવાળા હતા, એમ આપણે કલ્પી શકીએ છીએ ફાલ જોવા માટે જુદી જુદી વસ્તુઓનો માણુસો ઉપયોગ કરતા, કોઇ કુરઆન-માથી ફાલ જોતો, કોઇએ તો ફાલ જોવાની ખાસ ચોપડી બનાવી, કોઈ સખ્યા ઉપર ફાલ જોતો, ત્યારે, વળી કેટલાકોએ શેખ સા'દીની બોસ્તાનનો ઉપયોગ કર્યો, પણ છેવટે તે સઘળા પુસ્તકોથી હાફીઝની દીવાન વધુ પસદ કરવામા આવી

હાફીઝની દીવાનમાથી ફાલ જોનારાઓ તો એટલે સુધી માની બેઠા છે, કે આ મહાન પુરૂષની દીવાનમાથી જવાબ મેળવનારને કોઈ ભેદી વ્યકિત જવાબ આપે છે કોઇ કામ સબધે તમે હાફીઝની દીવાનમાથી ફાલ જુઓ અને જે કામ માટે તમે જુઓ છો તેનો ખરો ઉત્તર મળે તો શુ તેમા તમને અજાયબી નહી ઉપજે? જરૂર તમે અજબ થઈ જશો એ અજાયબીમા પડી કેટલાકોએ તો હાફીઝની દીવાનમાથી ફાલ જોનારને ભેદી જવાબ મળે છે, એમ માની બેઠા છે, જેમા પડિત ખુશગુ નામના માણસને અજાયબી ઉપજી કે હાફીઝ જે ખરા જવાબો આપે છે, તેનુ કારણ શુ? એ કારણ પુછવા માટે તેણે ફાલ જોઈ અને જવાબ મળ્યો

**મોઅજેઝાસ્ત ઈન શએર યા સેહરે હલાલ**
**હાતીફ આરદ ઈ સુખન યા જીબ્રઈલ**

## ભાષાંતર.

આ શએર દેવી ચમત્કાર (મોજીઝો) છે, કે પવિત્ર જાદુ?

આ વાત હાતીફ (બાગ પોકારનાર ભેદી વ્યકિત) લઈ આવ્યો છે, કે જીબ્રઈલ ? (જીબ્રઈલને મુસલમાનો મોટા ફીરીસ્તા તરીકે માને છે, જેનું કામ માત્ર ઇશ્વરવાણી પયગમ્બર સુધી પહોચાડી જવાનુ છે ઇશ્વરના પેગામો લઇ આવવાનુ કામ જીબ્રઇલ કરે છે, તેથી તેમને ઉચ પદવી આપવામા આવી છે )

આ કડી નીકળતા પડિતજી ચોક્કસ માની બેઠા કે હાફીઝના દીવાનમા કોઈ ભેદી અવાજ જરૂર મદદ કરે છે

આ ફાલ જોવાનો આરભ એટલે ફાલ જોવા માટે હાફીઝની દીવાનનો ઉપયોગ કરવાના આરભ થવા સબધે એક વિચિત્ર વાત જાણવામા આવી છે જ્યારે બુલબુલે સીરાઝના ટહુકા બધ થયા, શીરાઝની વાડી સુન્ય ભાસવા લાગી ત્યારે હાફીઝના શબને ભુમીદાહ કરવા લઈ જતા માણસોમાના કેટલાકોએ વાધો ઉઠાવ્યો કે અમે હાફીઝના શબ ઉપર નમાઝ નહી ભણીશુ (મુસલમાનોમા એ રીવાજ છે, કે મૃત્યુ થતા શબને ભુમીદાહ કરવા અગાઉ સાથે ગએલા માણસો એ શબ ઉપર છેવટ ની નમાઝ ભણે છે.)

શાહ મન્સુર જે પણ હાફીઝના શબ સાથે કબ્રસ્તાનમા ગયો હતો, તેણે માણસોને નમાઝ નહી ભણવાનુ કારણ પુછ્યું. માણસોએ કહ્યુ કે, 'જહાપનાહ હાફીઝના વચનો અપવિત્ર અને મદીરા પ્રિયાથી ભરપુર છે. હાફીઝ ધર્મદ્રોહી હતો, તેથી અમે નમાઝ નહી ભણીશુ "

"હાફીઝ ધર્મદ્રોહી હતો એમ તમે શા ઉપરથી કહો છો?" શાહ મન્સુરે પુછ્યુ માણુસોએ કહ્યુ, કે "હાફીઝની દીવાન મગાવો અમે સાબીત કરી આપીશુ કે તે ધર્મદ્રોહી હતો"

તરતજ દીવાન મગાવવામા આવી અને જેવુ તે પુસ્તક ઉઘાડવામા આવ્યુ કે પ્રથમજ આ કડી નીકળી

કદમ દરેગ મદાર અઝ જનાઝએ હાફીઝ
કે ગચે ગર્કે ગુનાહ અસ્ત મીરવદ બબેહીશ્ત

## ભાષાંતર.

હાફીઝનુ શબ ઉચકવા જરા પણ આનાકાની ના કરતો, કારણ કે તે છે તો ગુનેહગાર છતા સ્વર્ગમા જઈ રહ્યો છે

આ કડી વાચી બધા ચુપ થઈ ગયા કાઇ પણ બોલ્યા વિના નમાઝ ભણી અને તે પવિત્ર દેહને ભુમીદાહ કરી પાછા ફર્યા, ત્યારથી હાફીઝનુ નામ "લેસાનુલ ગયબ" એટલે "દૈવી વાણી બોલનાર" પડયુ અને તેજ દિવસથી હાફીઝની દીવાન ફાલ જોવાના કામમા આવી

એ દીવાને હાફીઝ ઉપર જરથોસ્તીઓ પણ મપુર્ણ વિશ્વાસ ધરાવે છે તમે કોઈ પણ ઈરાનીને ત્યા જોશો તે દીવાને હાફીઝ જરૂરજ તેની પાસે હશે, પોતાના ફુરસદના સમયમા જરથોસ્તી, ઈરાનીઓ અને મોગલો, હાફીઝના કાવ્યો વાચે છે અને કામ પડે તમાથી ફાલ પણ જુએ છે જરથોસ્તીઓ અને મુસલમાનોજ નહી પણ જ્યારે તમે સાભળશો કે

હાફીઝની દીવાન ઉપર ઐતિહાસીક સપ્રાઓ ઉપર હજી પણ જગમગી રહેલા શાહો વિશ્વાસ રાખતા, અને તેમાથી ફાલ જોઈ કાર્યો કરતા, ત્યારે તમે જરૂરજ અજબ થશો

હિંદુસ્તાનના જગવિખ્યાત બાદશાહ હુમાયુ અને **જહાંગીર** હાફીઝની દીવાનમાથીજ ફાલ જોઈ કામ કરતા જે દીવાન હુમાયુ અને **જહાંગીર** પાસે હતી, તે અત્યારે પણ **બાકીપુર**ના પુસ્તકાલયમા હયાત છે

**શેરશાહ** સામે યુધ્ધ કરવા જતા હુમાયુએ પોતાના સ્વાર્થી ભાઇઓ **કામરાન** અને **અસકરી**ની મદદ માગી પણ તેને મદદ ન મળી હુમાયુ હી૦ સ૦ ૯૪૭ની સાલમા **શેરશાહ**થી હાર્યો અને ત્યાથી ન્હાસી ફારસમા **શાહ તહેમાસ્પ**નો આસરો લીધો

હી૦ સ૦ ૯૬૧ની સાલમા જ્યારે હુમાયુ ઇરાનથી ફોજ લઈ **શેરશાહ** પર આક્રમણ કરવા નીકળી પડયો ત્યારે તેણે દીવાને હાફીઝમા ફાલ જોઇ, અને તેને નીચલી કડી મળી આવી.

**અઝીઝે મીસ્ર બેરગમે .બરાદરાને ગેયુર**
**ઝે કઅરે ચાહ બર આમદ બ ઔજે માહ રસાદ**

## ભાષાંતર.

યુસુફ (પયગમ્બર) પોતાના ભાઇઓની ઇચ્છા વિરૂદ્ધ કુવામાથી નીકળ્યો અને ચંદ્રમા જેટલી ઉંચાઇએ પહોચ્યો

યુસુફ પયગમ્બરના ભાઈઓએ યુસુફને જંગલમાં લઈ જઈ એક કુવામાં નાખી દીધો હતો, અને એક વરૂના લોહીથી તેના પહેરણને રંગી પિતાને દેખાડવા લઈ ગયા કે યુસુફ તો મરી ગયો. તે કુવામાથી તેઓ કેટલાક મુસાફરોની મદદથી નીકળી શકયા અને છેવટે ગુલામ તરીકે વેચાયા પછી બાદશાહ થઈ શકયા

હુમાયુ સૈન્ય લઈ નીકળ્યો, અને પ્રથમ યુદ્ધ "કંદહાર" મા થયુ, જેમા અસકરી હાર્યો, બીજી લડાઈ કાબુલમા થઈ જેમા કામરાનનુ પરાજય થયુ હુમાયુ હવે ત્યાથી હિંદુસ્તાન તરફ આવવા નીકળ્યો, ત્યારે પણ ફાલ જોઈ તો નીચલી કડી નીકળી

દૌલત અઝ મુર્ગે હુમાયુ તલબો સાયએ ઉ

ઝાન્કે બા ઝા ગો ઝગન શાહેપરે દૌલત નબુવદ

## ભાષાંતર.

હુમા ( એક પખી જેને માણસો પવિત્ર પખી ગણે છે, અને લાભદાયી સમજે છે )ના છાયડામા રહી દોલત મેળવો, કારણ કે ચીલ અને કાગડાઓ પાસે દોલતના પીછા નથી હોતા.

ટુંકમા એટલુંજ કે એક બે લડાઈઓ પછી સને ૯૬૨ની સાલમા હુમાયુ દીલ્હીના રાજ્યાસને આવી બેઠો.

જહાંગીર ઐતિહાસિક સફાઓ ઉપર એક દારૂડીઆ તરીકે રજુ થયો છે આ પુરૂષ એટલો દારૂ પીતો કે **શાહેન-શાહ અકબર** પોતાના આ પુત્રથી બહુજ નારાજ રહેતો. વળી ઓછામા પુરૂ આ મદીરાના સેવકે **અબુલફઝલ** જેવા વિદ્વાન અને ભલા પ્રધાનને મારી નાખ્યો, તેથી **અકબર**નો ક્રોધ બહુજ વધી ગયો, જેથી **જહાંગીર**ને અલાહબાદ જઇ રહેવુ પડયુ

હી૦ સ૦ ૧૦૧૪મા **શાહેનશાહ અકબર** બહુજ માદો પડયો, વૈદ્યાએ જીવવાની આશા મુકી દીધી ત્યારે **રાજા માનસીંગ** અને **ખાનઆઝમ** શાહજાદા **ખુશરૂ**ને ગાદી ઉપર બેસાડવાના પ્રયત્નોમા ગુથાયા, અને **અકબર**ના કાનો ભરવા શરૂ કર્યા **જહાંગીર**ને આ સમાચારો મળતા રહેતા, તેથી તેને પણ ચિંતા ઉપજી શું કરવુ અને શુ ન કરવુ ? તે **જહાંગીર** સમજી ન શકયો પિતાને મળવા જાય છે, તો પ્રાણ જવાની ધાસ્તી છે, અને જો તે ત્યા નથી જતો તો ખુશરૂને ગાદી મળે છે છેવટે કટાળી તેણે હાફીઝની દીવાન ઉપાડી અને ફાલ જોતા નીચે પ્રમાણેની ગઝલ નીકળી જે હાફીઝે ખાસ **જહાંગીર** માટેજ રચી હોય એમ ભાસે છે.

**ચેરા ન દરપએ અઝમે દયાર ખુદ બાશમ**
**ચેરા ન ખાકે કૂફે પાએ યાર ખુદ બાશમ (૧)**
**ગમ ગરીબીઓ ગુર્બત ચો બર નમી તાબમ**
**બ શાહેરે ખુદ રવમો શાહેરે યાર ખુદ બાશમ (૨)**

ઝે મહેરમાને સરા પર્દએ વીસાલ શવમ
ઝે બન્દગાને ખુદાવન્દ ગાર ખુદ બાશમ (૩)

હમેશા પેશએ મન આશકીઓ રીન્દી બુદ
દીગર બ કોશમો મશગુલે કાર ખુદ બાશમ (૪)

બુવદ કે લુત્ફે અઝલ રહેનમુ શવદ હાફીઝ
વગર ન તાબાબદે શર્મસાર ખુદ બાશમ (૫)

## ભાષાંતર.

(૧) હુ મારા દેશનો વિચાર શા માટે ન કરૂ ? અને હું શા માટે મારી પ્રિયાની ચરણરજ ન બની જાઉ ?

(૨) જ્યારે હુ ગરીબી અને લાચારીનુ દુ ખ નથી ખમી શકતો (ત્યારે) હુ મારા દેશમાજ જઇ મારા બાદશાહની હજુરમાજ રહુ

(૩) હું સયોગના ભેદી પડદાઓનો ભેદ જાણનારાઓમા બનુ અને મારા ખુદાવન્દનો દાસ બનુ.

(૪) હમેશા મારૂ કામ પ્રેમ મસ્તી અને છકેલપણુ જ હતુ હવે હુ પ્રયત્ન કરીશ અને મારા તે કાર્યમા લીન બનીશ.

(૫) કદાચ હે હાફીઝ ! ઇશ્વરની કૃપા ભોમીયાનુ કામ કરે (અને જો તેમ ન બનશે તો) કયામત સુધી મારૂ માથુ નીચુ જ રહેશે ( કોઇને મોઢુ દેખાડવાને લાયકનોજ ન રહીશ.

આ ગઝલ પ્રાલમા નીકળતાજ જહાંગીર તરતજ આગ્રા જવા ઉપડી ગયો રાજા માનસીગને આ ખબર લાગતા તેણે રાજભુવનના દ્વારો બધ કરાવી લીધા કે જેથી જહાંગીર તેના પિતા અકબર સુધી ન પહોચી શકે છતા જહાંગીરના આવવાની વાતથી અકબર અપરિચિત ન રહી શકયો તેને સમાચારો મળ્યા અને તરતજ જહાંગીરને બોલાવી લાવવાનો હુકમ કર્યો

શાહજાદો જહાંગીર પિતા પાસે આવ્યો, દ્રષ્ટિ મળતાજ પિતૃ પ્રેમનો ઉછળતો સમુદ્ર જોશમા આવી ગયો જહાગીરના અપરાધને અકબર ભુની ગયો પુત્રને હૈયા સરસો ચાપ્યો, અને રાજમુગટ તેમજ તલવાર જહાગીરને સુપ્રત કરતા મરણ પથારીએ પડેલા પિતાએ પોતાના મૃત્યુ પછી જહાંગીરને રાજ્યાધિકારી તરીકે જાહેર કર્યો

હકીમ ફતહુલ્લા નામનો એક પુરૂષ શાહજાદા ખુશરૂના તે પક્ષપાતીઓમાનો એક હતો, જે રાત દિવસ જહાગીરને મારી નાખવાના કાર્યમાજ રોકાયલા રહેતા કાસીમઅલી નામનો બીજો પુરૂષ જે જહાગીરના વિશ્વાસપાત્ર માણસો-માનો એક હતો, તેણે બાદશાહને ફતહુલ્લાના ઇરાદાથી પરિ-ચિત કર્યો જહાગીરે તરતજ ફતહુલ્લાને પકડી મગાવ્યો, પણ ફતહુલ્લા સોગન ખાવા લાગ્યો, અને તે ગુનેગાર નથી એવી જહાંગીરની ખાત્રી કરી આપી.

એક સમયે બનવા કાળ જ્યારે જહાંગીર કાબુલથી લાહોર આવવા નીકળ્યો, ત્યારે સુરખાબ નામી જગ્યા ઉપર વિશ્રાતી

નિમિ તે ઉતરતા જાસુસે ખબર આપી કે હકીમ ફ્તહુલ્લા કેટલાક માણસો સાથે બાદશાહને મારી નાંખવાના ઇરાદાથી આવી રહ્યો છે આ વાત સાભળતા તરતજ એક નાનકડું સૈન્ય તૈયાર કરવામા આવ્યુ, અને સઘળા રાજદ્રોહી પુરૂષો કેદ કરવામા આવ્યા

રાજદ્રોહીઓને શિક્ષા આપવા એક દરબાર ભરવાની રાજાએ આજ્ઞા આપી. તે દરબારમા બાકીનાઓને મારી નાખવાનો હુકમ આપી, ફ્તહુલ્લાનુ મોઢુ કાળુ કરી ગધેડા ઉપર ઉંધી સ્વારી સાથે શહેરમા ફેરવવાનો હુકમ આપ્યો. પોતાને થયલી શિક્ષા સાભળી ફ્તહુલ્લા કરગરવા લાગ્યો અને કહ્યુ, "ખુદા-વદ ! માણસોના ભડકાવ્યાથીજ હુ આડે માર્ગે ઉતરી પડયો હતો નહીં તો હું આપનો દાસ છુ. આપના નામપરથી પ્રાણ નોછાવર કરી દેનાર ગુલામ છુ"

હકીમ ફ્તહુલ્લાની વાત રાજાના ધ્યાનમા ન ઉતરી, તે પોતાનો હિતચ્છુ છે, એમ જહાંગીર માની ન શકયો, એટલે તેણે દીવાને હાફીઝ મગાવી અને તેમાથી ફાલ જોતા નીચે પ્રમાણેની કડીઓ નીકળી

આ કે પામાલ જફા કર્દ ચો ખાકે રાહમ
ખાક મી બોસમો ઉઝરે કદમશ મીખાહમ
મન ન આનમ કે બજૌર અઝ તો બર જમ હાશા
ચાકરે મોઅતકીદો બન્દએ દૌલત ખાહમ

## ભાષાંતર.

જેણે બાગની મટોડી પેઠે જુલમથી મને બરબાદ કરી નાખ્યો તેની ચરણરજને ચુબન કરૂ છુ, અને ક્ષમા યાચુ છું.

હુ તે નથી કે તારા જુલમથી નારાજ થાઉ હું તો વફાદાર દાસ અને હિતેચ્છુ ગુલામ છુ

ઉપરોકત કડીઓ વાચી જહાંગીરને તેના વચનો ઉપર વિશ્વાસ બેઠો અને હકીમ ફતહુલ્લાને છોડી દેવાનો હુકમ કર્યો.

ઐતિહાસિક સફાઓ ઉપર ક્રુર, નિષ્ઠુર અને વજ્ર હૃદય ધરાવતા રાજા તરીકે પ્રખ્યાત થએલો **નાદીરશાહ** જ્યારે અફગાનોને મારી હઠાડી ઈરાક અને ફારસનો ધણી થઇ બેઠો ત્યારે તેને બગદાદ અને તબ્રેઝ જીતવાની ઇચ્છા થઈ, છતાં ડામાડોળ હૃદય તેને તે દીશાએ ચઢાઈ લઈ જવા હિમ્મત ન આપી શકયુ **નાદીરશાહ**. હાફીઝની ઘોર પાસે ગયો, અને તેમની દીવાન ઉપાડી ફાલ જોઇ. જે નીચે પ્રમાણે હતી

ઇરાકો ફાર્સ ગીરફતી બેશએરે ખુદ હાફીઝ
બીયાકે નૌબતે બગદાદો વકતે તબ્રેઝસ્ત

## ભાષાંતર.

હાફીઝ ! ફારસ અને ઇરાક તે તારા કાવ્યો થકી જીતી લીધા, ચાલ હવે બગદાદ અને તબ્રેઝ ઉપર વિજય મેળવવાનો સમય છે

આ કડી વાચતા **નાદીરશાહ** ગરજતા વાદળ પેઠે ચઢાઇ લઇ ગયો, અને તુર્કીઓના હાથમાંથી બગદાદ અને તબ્રેઝની લગામ છીનવી લીધી

ઘણુ થયુ પ્રિય વાચક હાફીઝ નામની મહત્વતાની પીછાણુ કરાવવા આટલા દાખલા ઘણા થયા હવે શુ લખુ ? લખવાનુ કાઈ બાકીજ નથી રહયુ આટલુ લખ્યા છતા પણ હજી હુ હાફીઝને સપૂર્ણ રીતે ઓળખાવી નથી શકયો. તો એ સાકીનુ હૃદય કહે છે કે, તેણે બુલબુલનુ સપૂર્ણ જીવન પ્રજાના ચરણુમા ધર્યુ છે વાચવા લાયક જીવન હોય, કે ફેકી દેવા લાયક સાચવી રાખવા જેવુ જીવન હોય, કે કંટાળારૂપ. સપૂણ જીવન હોય, કે અપૂર્ણ, ખરૂ હોય કે ખોટુ. જે છે, તે આ છે સાકીમા જેટલી શકિત હતી, તેટલી શકિતના બળે તેણે જીવન લખ્યુ પ્રજા સમક્ષ મુકયુ પસદ કરવુ કે ન કરવુ એ તો વાચકો ઉપર અવલબી રહે છે, છતા જો તેમા ભુલો હોય, ખોટુ લખાયુ હોય, સુદર લખાયુ હોય, જેવુ લખાયુ હોય તેવુ પણ સાકીની આ અઢી વર્ષની અથાગ મહેનતનુ પરિણામ છે બે વર્ષના એક લાબા ગાળા પછી આજે સાકી પોતાની કલમને બાજુએ મુકે છે વાચકો આગળથી રજા ચાહે છે

